ગ્રંથમાળા નં. ૨

અનાવિલ પોકારના ગ્રાહકોને ભેટ.




સચિત્ર

# શ્રદ્ધાનંદની પુણ્યકથા

અને

# સાહિત્યસેવા.

( બીજી આવૃત્તિ )

—લેખક—

દિનેશ ત્રિવેદી.

—: પ્રકાશકો :—

મગનલાલ ડાહ્યાભાઈ પટેલ

રજબઅલી કૉટેજ, વાંદરા ( મુંબાઇ )

અને

સૌ. મણિગૌરી નર્મદાશંકર ત્રિવેદી.

કાછિયાશેરી, સૈયદપુરા, સુરત.

મૂલ્ય એક રુપીઓ.

સુરત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું અને સૌ. મણિગૌરી નર્મદાશંકર ત્રિવેદીએ કાછિયાશેરી, સૈયદપુરા સુરતથી પ્રકટ કર્યું.

અશ્રોંજલિ નં. ૧.

॥ ओ३म् ॥

હુતાત્મા

# શ્રદ્ધાનંદની પુણ્યકથા.

અને

## તેમની સાહિત્યસેવા.

(બીજી આવૃત્તિ)

—લેખક—

દિનેશ ત્રિવેદી

—પ્રકાશકો—

મણિગૌરી નર્મદાશંકર ત્રિવેદી,

કાછિયાશેરી, સૈયદપુરા, સુરત.

મગનલાલ ડાહ્યાભાઈ પટેલ,

રજબઅલી કોટેજ, વાંદરા (મુંબઈ)



સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

સુરત, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા "અનાવિલ બન્ધુ" પ્ર. પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

## —પ્રકાશકોની વિનતિ—

ભારતના ભાગ્યવિધાતા સંન્યાસી શ્રદ્ધાનંદના સ્મરણાર્થે અને આર્ય (હિંદુ) જાતિના જીવન તથા ધર્મરક્ષાના વિષયો ચર્ચાતા રહે તે માટે, એક ગ્રંથમાલા અમે "શ્રદ્ધાંજલિ" રૂપે પ્રકટ કરવા; ચાલુ રાખવા માંગીએ છિયે. તેની પ્રથમ અંજલિ તરીકે હુતાત્મા શ્રદ્ધાનંદજીની પુણ્ય કથા નામનું પુસ્તક માઘ સુદિ ૧૧ (સંવત્ ૧૯૮૩)ને રોજ પ્રકટ થયું હતું. એ પુસ્તક છપાવવામાં ચાર આર્ય ગૃહસ્થોએ અને એક દેવીએ દરેકે આર્થિક સહાય રૂપે રૂ. ૧૦ આપ્યા હતા. તેમનો પુનઃ ઉપકાર માનીએ છિયે.

પુણ્યકથાની પ્રથમ આવૃત્તિ ચાર માસમાં કેવળ સૂરત જિલ્લામાંજ ખપી ગઇ છતાં આ જિલ્લામાં અને અમદાવાદ, ભરૂચ તથા મુંબાઇમાં એની માંગણી ચાલુજ રહી. મદ્રાસના ગુજરાતીઓએ પણ પુણ્યકથાની કિંમત આંકી. "અનાવિલ પોકાર" પત્રના પ્રકાશક મિ. ગોવિંદજી નાયકે તેમના ગ્રાહકોને "પુણ્યકથા" ની સુધારા વધારા સાથની બીજી આવૃત્તિ ભેટ આપવાનો શુભ ઇરાદો દર્શાવ્યો. એ સર્વ વાતોથી પ્રેરાઇને આ પુણ્યકથાની બીજી આવૃત્તિ શ્રદ્ધાંજલિ નં. ૨ તરીકે અમને પ્રકટ કરતાં આનંદ ઉપજે છે. આ શ્રદ્ધાંજલિને અંગે નીકળતાં પુસ્તકો વેચતાં જે ઉપજ થશે તે અને કોઇ ઉદાર ગૃહસ્થ "શ્ર.ાંજલિ" ફંડમાં વધુ સહાય આપશે તો તે લઇને અમે વધુ અંજલિઓ પ્રકટ કરીશું. અમને આશા છે કે દરેક હિંદુ આ ગ્રંથમાળાને પ્રેમથી વાંચીને પચાવશે અને તેમાં બનતી મદદ કરીને ધર્મ ઋણ અદા કરશે. ધર્મ અને જાતિની રક્ષા કરનાર સદ્‌ગૃહસ્થોએ આ પુસ્તકની ચોપડીઓ સામટી ખરીદીને યોગ્ય પ્રસંગોએ વહેંચવી પણ જોઇએ. અમને ખાત્રી છે કે આ બીજી આવૃત્તિને પણ ગુર્જર પ્રજા વધાવી લેશે. પુસ્તક પ્રકાશકોને ઠેકાણેથી મળશે.

આ પુસ્તકમાં અમે લગભગ પોણો ડઝન ચિત્રો મૂકી તેને સચિત્ર બનાવવાનો પ્રયત્ન કર્યો છે.

તા. ૪-૧૨-૨૭ ] પ્રકાશકો.



શ્રીયુત્ રા. રા. ભૂલાભાઈ જીવણજી દેસાઈ
એમ. એ., એલ. એલ. બી., એડવોકેટ,
મુંબઈ.

# અર્પણ પત્રિકા

અનેક સદ્‌ગુણાલંકૃત જ્ઞાતિરત્ન

શ્રીયુત્ ભૂલાભાઈ જીવણજી દેસાઈ

એમ. એ., એલ. એલ. બી., એડવોકેટ, મુંબાઈ.

સુજ્ઞ મહાશય,

આપ સનાતન હીંદુ ધર્મ પરાયણ છો, નિષ્કામ કર્મના
ઉપાસક છો, સમાજનું કલ્યાણ એ આપના જીવનનો
મંત્ર છે, પરમ પુરૂષાર્થ આપના જીવનનું લક્ષ્યબિંદુ
છે. આપની અનેક સદ્‌વૃત્તિઓ સુપ્રસિદ્ધ છે.
આપ ધનનો વ્યય સુપાત્રને દાન દેવામાં કરો
છો અને જ્ઞાનનો ઉપયોગ વિનીત ભાવમાં
કરો છો અનાવિલ જ્ઞાતિનું હીત સાધવા
આપ તન, મન અને ધનનો ભોગ
આપવા નીરંતર તત્પર રહો છો
એ સુવિદિત છે એ સર્વના
સંસ્મરણાર્થે આ ગ્રંથ
પ્રેમપૂર્વક સવિનય આપને
અર્પણ કરવામાં
આવે છે તે સ્વી-
કારી આભારી
કરશોજી.

લી૦

આપના અનેક સદ્‌ગુણોનો પૂજક

ગોવિન્દજી ડી. નાયક.

પ્રકાશકઃ—"અનાવિલ પોકાર."

"અનાવિલ પોકાર" ના પ્રકાશકનું

# નમ્ર નિવેદન.

સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ અને બ્હેનો,

"અનાવિલ પોકાર" ની ગ્રાહક સંખ્યા ઓછી હોવા છતાં હમોએ ચાલુ વર્ષમાં "સ્વામી શ્રદ્ધાનંદની પુણ્ય કથા" નામનું પુસ્તક ગ્રાહકોને ભેટ ધર્યું છે. તો તે પ્રમાણે દર વર્ષે હમો જુદી જુદી ભેટ આપી શકીએ તે માટે આપ સર્વેની સહૃદય સહાય્યની જરૂર છે. તો તમો પણ ગ્રાહક સંખ્યા વધારી "પોકાર" ની સેવા ચાલુ રાખવા જરૂર મદદ કરવા ચુકશો નહિ.

લી૦ સેવક,

ગોવિન્દજી ડી. નાયક.

પ્રકાશકઃ—"અનાવિલ પોકાર."

માલેકઃ—શ્રી અનાવિલ બંધુ પ્રેસ,
બરાનપુરી ભાગળ-સુરત.

ધર્મ સંરક્ષક

# વીર શ્રદ્ધાનંદ સંન્યાસી.



| જન્મ. | | બલિદાન. |
|---|---|---|
| માઘ વદિ-૧૩, | સારા શરીર અપના, લોહુમેં ભિગો દિયા; | માર્ગશીર્ષ |
| | લેકિન હિંદુ જાતિકો, મરતે બચા લિયા. | વદિ ૪. |
| સંવત્ ૧૯૧૩. | | સવત્ ૧૯૮૩. |
| તા. ૨૨-૨-૧૮૫૭ | | તા. ૨૩-૧૨-૨૬ |

# આર્યજાતિને સમર્પણ.

**ધર્મની વેદી પરે, બલિદાન જેહ તણું થયું;**
**તે વીર શ્રદ્ધાનંદને શ્રદ્ધાંજલિ અર્પણ કરૂં.**

હુતાત્મા સ્વામી શ્રદ્ધાનંદ આર્યજાતિ માટે જીવ્યા, ઝૂઝયા અને
છેવટે પોતાના લોહીથી તેને સીંચતા ગયા. એમનું આખુયે જીવન
બ્રહ્મવર્ચસ્વ, ક્ષાત્ર તેજ અને ઉચ્ચ સેવાભાવથી ભરેલું છે.
એ પ્રચંડ ક્રાંતિકારી ધર્મવીર સંન્યાસીની જીવન ગાથાઓ
મૂર્છિત પડેલી આર્યજાતિની નસોમાં જીવન સંચાર કરે
અને તેમના જીવનના આદર્શો અને આદેશો
જીવનમાં પારણમે એ આશાથી એ મૃત્યુંજય
મહાત્માનું ટૂંક જીવનચરિત્ર આર્ય જાતિને, અને
આર્ય સંસ્કૃતિને જગતના કલ્યાણ માટે
અપનાવનાર કોઇ પણ દેશની પ્રજાને
ચરણે સમર્પણ કરીને,
એ દિવ્ય આત્માને અદૃશ્ય
શ્રદ્ધાંજલિ અર્પી સંતોષ
માનું છું.

**દિનેશ ત્રિવેદી.**

# આર્યભૂમિનો સાચો આર્ય.

(પદ–"દુ:ખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !" એ ચાલ)

અમર તું મરણે રે, ધન્ય શ્રદ્ધાનંદ સ્વામી !
ધર્મને કાજે રે પ્રાણ દીધો તેં નામી !—(ધ્રુવ)

ભડભડ ભડકા ઉડે ગગનમાં ભારત ભડકી ઊઠેઃ
વીરા ! તારા વીર હૃદયથી રુધિર ફુવારા ફૂટે !—
અમર તું મરણે રે !—૧

એકદિલ્લીને આંગણ ઉભો અડગ મિનારા જેવોઃ
એજ દિલ્લીનો પાયો ચણાવ્યો નિજ રુધિરે તેં કેવો !—
અમર તું મરણે રે !—૨

જીવન જીવી જાણ્યું પરાર્થે, મરી જાણ્યું પણ તેવુંઃ
ધર્મધજા ફરકાવી, વીરા ! તેં દેશનું દીધું દેવું !—
અમર તું મરણે રે !—૩

ક્યાં માનવીની ભસ્મદેવડી, ક્યાં સિંહાસન હરિનું ?
પણ એ અંતર સહજ વટાવે, તું જ બલિદાન આખરીનું—
અમર તું મરણે રે !—૪

આર્યભૂમિના આર્ય ઓ સાચા ! કાર્ય દીપે તુજ ગરવાઃ
જગને જીવન દેવા શું લાગ્યા જીવ્યાથી મીઠાં મરવાં ?—
અમર તું મરણે રે !—૫

તુજ શોણિતના બિંદુ બિંદુએ ઊઠશે વીર હજારોઃ
એકએક તુજ પ્રાણ ઝઝળતો ધગધગતો અંગારો !—
અમર તું મરણ રે !—૬

તારી ચિતાનાં ભડભડ બળતાં ભારત સર્વ ઉજાળોઃ
દ્વેષ, કુસંપ ને કાયરતા સૌ એજ ચિતામાં બાળો !—
અમર તું મરણે રે !—૭

તારક તૂટો, રવિશશિ ફૂટો, વિશ્વપ્રબંધ વછૂટોઃ
ધર્મને સત્યની શ્રદ્ધા ન ખૂટો, વીરનું પણ ના તૂટો !—
અમર તું મરણે રે !—૮

તુજ મૃત્યુના મૂક સંદેશા ઘરઘર ભારત ઝીલોઃ
વીરા ! પુણ્યકથા એ અદલ તુજ યુગયુગ શૌર્ય ખીલો !—
અમર તું મરણે રે, ધન્ય શ્રદ્ધાનંદ સ્વામી !
તુજ પુણ્યસ્મરણેરે શીશ રહે અમ નામી !—૯

મદ્રાસ તા. ૬–૧–૧૯૨૭ ]

અરદેશર ફ. ખબરદાર

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

વીર શ્રદ્ધાનંદજીની પુણ્યકથાનો પહેલો મણકો 'શ્રદ્ધાજલિ નં. ૧ રૂપે પ્રકટ થયા બાદ યુવકો, સ્ત્રીઓ, સાધુઓ, રાજાઓ આદિને સ્વામીજીએ આપેલા સંદેશાઓ અને લેખોના મૃત સંજીવની મણકાઓ લખી પ્રકટ કરાવવાની મારી ઉત્કટ ઇચ્છા હતી. પરંતુ મારી એકની એક વિદુષી ભગિની સૌ. કૌમુદી દેવી (જ્યોત્સ્ના દેવી) ડી શાસ્ત્રીની ભયંકર માંદગી અને તેના તા. ૨–૭–૨૭ને દિને થએલા અકાલ મૃત્યુના આઘાતને લીધે મારી લગભગ બધી સાહિત્ય પ્રવૃત્તિઓ થંભી ગઇ હોવાથી કમનશીબે નવા મણકાઓ લખી આપવાનું બન્યું નહિ. પણ પુણ્યકથાની પ્રથમ આવૃત્તિને પ્રકટ થયે ચાર મહિના પણ વીત્યા નહતા તેટલામાં તેની બધી નકલો ખપી જવાથી અને સ્વામીજીના જીવન સંબધી કેટલીક વધુ માહીતીઓ મને મળવાથી બીજી આવૃત્તિ કાઢવાનું પ્રકાશકોને ઠીક જણાયું. મનની અસ્વસ્થતા છતાં, એ પ્રકાશકોના મીઠા આગ્રહને વશ વર્તીને મેં આ આવૃત્તિમાં સુધારા –વધારા કરી આપ્યા છે. ગુરુકુલ સ્વામીજીના જીવન–આત્મા હતા. એ સંસ્થા વિશે પુરતી માહીતી, વિશેષતા અને તે સંબંધી જાણીતા રાજદ્વારી પુરુષો અને શિક્ષણુશાસ્ત્રીઓના અભિપ્રાયો "Gurukul through European eyes" નામના પુસ્તકમાંથી, અને શીખોની વ્હારે ધાતાં પૂર્વે સ્વામીજીને જેલયાત્રા માટેના જે આમંત્રણો મળતાં અટકી પડેલાં તે વિશેની હકીકતો અને અમૃતસર ખાતે અકાલી તખ્ત પર કરેલા ભાષણ બાદ તેમને જેલયાત્રા જવાનો જે પ્રસંગ પ્રાપ્ત થયો તે વિશેની હકીકત "બંદીઘરકે અનુભવ" નામના પુસ્તકમાંથી સંક્ષેપમાં લીધી છે.

"કૌમુદી"ના તંત્રી અને જાણીતા વિવેચક શ્રી. વિજયરાય કલ્યાણરાયની ખાસ સૂચનાથી મેં 'કૌમુદી"ના માઘ (સંવત્ ૧૯૮૩)ના અંક માટે "શ્રદ્ધાનંદજીની સાહિત્ય સેવા" નામનો લેખ લખ્યો હતો.

એ લેખમાં કાંઇક વધારો કરીને તેનો આ પુસ્તકમાં ઉમેરો કર્યો છે. વળી સ્વામીજીએ ટંકારા મુકામે શતાબ્દિ વખતે રામાયણની કથા કહેલી અને "સૌરાષ્ટ્ર" પત્રમાં તેનો રિપોર્ટ છપાયલો એ રિપોર્ટનું અક્ષરશઃ આમાં અવતરણ કર્યું છે તેને માટે હું "સૌરાષ્ટ્ર" પત્રનો ઘણો આભારી છું. ઉપરાંત સ્વામીજીના મૃત્યુ પછીના ૧૧ મહિના દરમ્યાનમાં જેટલા ખૂનો અને ખૂની હુમલાઓ થયા તેની તપસીલવાર યાદી પણ આ પુસ્તકમાં આપી છે, એટલુંજ નહિ પણ નવેંબર માસમાં દિલ્હી ખાતે જે આર્યન કોંગ્રેસ ભરાયલી તે એક દ્રષ્ટિએ શ્રદ્ધાનંદજીની સંવત્સરી ઉજવવા પૂરતી હતી એમ હું માનતો હોવાથી તે કોંગ્રેસના કાર્યક્રમની ઝાંખી આપવાનો પણ મેં પ્રયત્ન કર્યો છે. ગુજરાતના પારસી કવિ ખબરદારે સ્વામીજી માટે લખેલી અને સૌરાષ્ટ્ર પત્રમાં પ્રકટ થયલી કવિતાને સ્થાન આપવું યોગ્ય ધાર્યું છે. ગુજરાતમાંથી સૌથી પ્રથમ એજ શિષ્ટ પારસી કવિએ તર્પણ કરીને પારસી અને વૈદિકધર્મની સંસ્કૃતિઓના સામ્યની સાક્ષી પૂરી છે.

કેટલાક જાણીતા શિક્ષણશાસ્ત્રીઓ, અને કેળવણી ખાતાના અનુભવી શિક્ષકોની સૂચના અનુસાર વિદ્યાર્થીઓને આ પુણ્યકથા ઉપયોગી થઇ પડે એ હેતુથી ભાષા વિગેરેમાં યોગ્ય ફેરફારો કર્યા છે. "રામાયણની રહસ્ય કથા"માં મેં શીર્ષકો અને ચિત્રો મૂકયાં છે, તે મૂળમાં ન્હોતા. એ કથાને સચિત્ર બનાવવા માટે "પ્રગતિ"ના તંત્રી શ્રી. પરધુભાઇ શર્માએ જે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનું છું. સ્વામીજીના પ્રિય શ્લોકો અને વીર વાકયોને આ આવૃત્તિમાં સ્થાન મળ્યું છે. ગુરુકુલ શિક્ષણપ્રણાલિનાં રહસ્ય, રામાયણની રહસ્ય કથા, સ્વામીજીના પ્રિય શ્લોકો, વીર વાકયો, આર્યોને વિનતિ, ખૂનો અને ખુની હુમલાઓની યાદી, શ્રદ્ધાનંદ અને મહર્ષિ દયાનંદના ગુણ સ્વભાવની પરીક્ષાઃ એ સર્વ પ્રકરણોને પરિશિષ્ટમાં સ્થાન આપ્યું છે.

આ બીજી આવૃત્તિમાં એક વિશેષતા છે ગુજરાતના જાણીતા મસ્તિષ્કશાસ્ત્રી શ્રી. ગિરધરલાલ ગોવિંદજી મ્હેતાએ સ્વામી શ્રદ્ધાનંદજી

મુંબાઇ ખાતે પધાર્યા હતા ત્યારે તેમનું મસ્તિષ્ક તપાસીને તેમના ગુણસ્વભાવનું વર્ણન કર્યું હતું તે હકીકત અને આર્યસમાજના પ્રવર્તક મહર્ષિ દયાનંદ મહારાજના ફોટા પરથી તેમના ગુણસ્વભાવની પરીક્ષાની હકીકતને આમાં સ્થાન આપતાં આનંદ થાય છે. શ્રદ્ધાનંદજીના ઉદાર ભાવનો એજ પુરાવો છે કે તિલક, ગાંધી, બીસેન્ટ વગેરેએ જ્યારે મૃત્યુ બાદ તેમના મગજ વૈજ્ઞાનિક તપાસ માટે મિ. મ્હેતાને આપવાની ના પાડી હતી ત્યારે શ્રદ્ધાનંદજીએ નીડરતાથી એમને એ બાબતમાં સર્વ છૂટ આપી હતી. મિ. મ્હેતાએ આપેલી માહીતી માટે તેમનો હું આભારી છું.

આ પુસ્તકની બંને આવૃત્તિ યંત્ર પર જતાં પૂર્વે તપાસી જઈ યોગ્ય સૂચનાઓ આપવા માટે મારા પ્રિય મિત્ર શ્રી. મનુભાઈ કલ્યાણજી દેસાઈ, એમ. એ. નો આભાર માનું છું.

પ્રથમ આવૃત્તિ માટે લગભગ બધાં શિષ્ટ માસિકો અને સાપ્તાહિક પત્રોમાં સારા અભિપ્રાયો પ્રકટ થયા હતા તે સર્વનો હું આભાર માની તેમના હાથમાં આ બીજી આવૃત્તિ ફરી અભિપ્રાયાર્થે મૂકું છું.

છેવટે મદ્રાસના મશહૂર દાની આર્ય ગૃહસ્થ શ્રીયુત એમ. બી. શર્માએ મને "શ્રદ્ધાંજલિ" પ્રકટ કરવામાં સહાય રૂપે રૂા. ૨૫) આપ્યા તે બદલ હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તા. ૧-૧૨-૨૭
સૂરત

દિનેશ ત્રિવેદી

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

મહાન્ પુરુષો જે દેશમાં જન્મે છે તેઓ તે દેશની સંસ્કૃતિના મંથનમાંથી નીકળેલા કૌસ્તુભમણિ હોય છે. જમાનાઓ સુધી પ્રજાનાં વિવિધ બળો દોહવાઇને અવારનવાર વિદ્યુતના ચમકારાની માફક જે વિભૂતિઓ પ્રકટી નીકળે છે તે વિભૂતિઓ પ્રજા, દેશ અને સંસ્કૃતિનું નવનીત હોય છે. સાથે સાથે તે વિભૂતિઓએ પોતે પણ જન્મજન્માંતરોનાં યાત્રા અને અનુભવો લીધેલાં હોઇ તેઓ એક મહાન પૂંજી રૂપે દેશને અને જગતને મળે છે. આવા મહાન આત્માઓ પોતાના સંસ્કારબળ અને પ્રજાઓના સંસ્કૃતિ બળોને ધારણ કરીને જગતમાં આવે છે. જગત નાશને માર્ગે જતું હોય, પીડાતું હોય કે ધર્મની ગ્લાનિવાળું થયું હોય ત્યારે આવા મહાન આત્માઓ મોક્ષની લાલસા તજી દઇને જગતની વહારે આવીને ખડા થાય છે; પ્રજાનાં, તેની કહેવાતી સંસ્કૃતિઓનાં વિપથગામી વહેણની આડે આવીને તેઓ પોતાની વિશાળ કાયા ધરે છે; અને એ વ્હેણને કલ્યાણપંથે વાળતાં તેઓ પોતાના ભૌતિક શરીરનો ભોગ આપી પ્રજાને અમર બનાવી દિવ્યધામ પંથ તરફ દોરવી લઇ જાય છે. આવી યુગાવતાર વિભૂતિઓ ગણીગાંઠી દેખા દે છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર, દયાનંદ, વિવેકાનંદ, જરથુસ્ત્ર અને જીસસ ક્રાઇસ્ટ વગેરે અમોલી વિભૂતિઓ પ્રજાની સંસ્કૃતિમાં જુદી ભાત પાડી ગઇ છે. એજ કોટિમાં આ જીવનચરિત્રના નાયક હુતાત્મા સ્વામી શ્રદ્ધાનંદજીનો સમાસ થાય છે. હિંદુ જાતિની સૈકાઓની વિકૃત સંસ્કૃતિને પલટો દેનાર મહર્ષિ દયાનંદ અને ધર્મરક્ષક સ્વામી શ્રદ્ધાનંદ છે એ વાત નિઃસંશય છે. ભાનભૂલી હિંદુજાતિના આંતરિક અને બાહ્ય ઉધ્ધારમાં એ બંને મહાત્માઓએ જીવનની આહુતિ આપી છે. શ્રધ્ધાનંદની આહુતિ જેવી તેવી નથી. એક નિઃસ્વાર્થી સંન્યાસીનું બલિદાન જાતિનાં શિથિલ થઇ ગએલાં અંગોમાં પ્રાણ ફુંકશે.

એવા જગન્મંગલાભિલાષી અને અભેદમન્ય વીરવરના વિચારો, સિદ્ધાંતો અને મહેચ્છાઓ તેમના જીવનપ્રસંગોદ્વારા વાચક આગળ રજુ કરવાનો આ મારો પ્રયત્ન છે જે કેવળ સાહસ માત્ર છે. આ ચરિત્ર લખવાનો અધિકાર કોઇ આયુ, વિદ્યા અને અનુભવમાં વૃદ્ધ હોય તેવી વ્યકિતનેજ હતો. તેથી આ યુવકની આ અનધિકારચેષ્ટા આર્ય જગતમાં ક્ષન્તવ્ય ગણાશે.

આ પ્રબળ પ્રગતિવાન યુગમાં હિંદુ જાતિ ઉદારચરિત બનીને રૂઢિબંધનો, અનિષ્ટ વહેમો, અને અનેક મતભેદો દૂર કરીને સર્વતોગામી શુદ્ધિ અને સર્વતોમુખી સંગઠન કરવામાં દત્તચિત્ત બને એવો એ ધર્મપિતાનો ઉદ્દેશ અને સંદેશ સફલ થાય એવી મારી ઉંડી અંતરની આશા છે.

સ્વામીજી મારા આચાર્ય હતા. તેઓ મારા જીવનના ધ્રુવ હતા. તેમનો વિયોગ મને જીવનભર જણાશે; પણ એ આચાર્યના સંદેશ મને જ્યોતિમાર્ગ તરફ લઇ જશે એવી મને શ્રદ્ધા છે. ઓ શ્રધ્ધેય આચાર્ય ! હું જાણું છું કે તમે કેવળ વાણીદ્વારા પ્રચાર કરનાર તત્ત્વવેત્તા ન હતા પણ જે સત્યનો તમે જગતમાં પ્રચાર કરવા મથતા હતા તેને ગમે તે ભોગે ક્રિયામાં લાવીને સિદ્ધ કરી દેખાડવાનું કાર્ય પણ તમે સાથે સાથે કરતા હતા. જે પરમાત્માની પરમ પવિત્ર ગોદમાં આજે તમે વિચરો છો તે બ્રહ્મનાદ સાક્ષી પૂરશે કે તમારા ઉપદેશોમાંથી નીકળતી અગ્નિએ જાતિનાં કેટલાંયે પાપોને બાળી મૂકયાં છે. હું તમારો ઋણી છું. પરમ કૃપાળુ પરમાત્મા પાસે યાચું છું કે તે મને તમારો સાચો શિષ્ય બનવાની શકિત આપે.

આ સ્થળે મારા જન્મદાતા માતાપિતાના ઉપકારોનું અંતરથી સ્મરણ કરી કૃતાર્થ થવા માંગું છું. એ આચાર્યને ચરણે મને ધરવામાં એ માબાપની વૃત્તિ અને પ્રવૃત્તિજ મારી ઉન્નતિના સાધન રૂપ થઈ પડી તેથી તેમનો પણ હું તેટલોજ ઋણી છું. આખા મુંબઇ ઇલાકામાં

સૌથી પ્રથમ ગુરુકુલ યજ્ઞની વેદી ઉપર મને બેસાડવાનું જે માતા-પિતાએ શુભ પગલું ભર્યું હતું, તેને માટે હું તેમનો આજન્મ ઋણી છું.

આ નાની પુસ્તિકા લખવામાં મેં વિશેષતઃ 'કલ્યાણ માર્ગનો પથિક, "અલંકાર" માસિક, મુરીદે શયતાન નામક નવલકથા, સૌરાષ્ટ્ર તથા સ્વામીજી સાથેના મારા પૂ. પિતાજીના લાંબા પરિચયનો ઉપયોગ કર્યો છે જે વાચકોને વિદિત થાય.

સુરત<br>માઘ સુદ ૫<br>સંવત ૧૯૮૩

દિનેશ ત્રિવેદી



## યુગવિધાયક

# મહર્ષિ દયાનંદ સરસ્વતી.



જન્મ
પોષ સં ૧૮૮૧
સને ૧૮૨૪
જ્ઞાનરાત્રિ
સંવત્ ૧૮૯૫
માઘ વદિ ૧૩

હે દયામય, હે સર્વશક્તિમાન ઇશ્વર, તેરી યહી ઇચ્છા હે ? પરમાત્મન્! તેરી ઇચ્છા પૂર્ણ હો. મેરે પરમેશ્વર! તૂ ને અચ્છી લીલાકી

(મહર્ષિ)

न्याय्यात्पथः प्रविचलन्ति पद न धीराः।
धर्मो नित्यः। जीवो नित्यः। धर्मो निधनेऽपि सुहृद्।
नहि सत्यात्परो धर्मः। सत्यमेव जयते नानृतम्॥

બલિદાન
સંવત્ ૧૯૩૯
આસો વદ ૦))
સને ૧૮૮૩
૩૦ ઓકટોબર

# પુણ્યકથા.

## બાલ્ય કાળ.

### (૧)

### અન્ધકાર અને પ્રકાશનો વિગ્રહ.

આર્યોના પ્રથમ નિવાસસ્થાન બ્રહ્માવર્ત અને વર્તમાન પંચનદમાં વસેલા વીરપ્રસૂ પંજાબના નામથી કોઈ ભાગ્યેજ અજાણ્યું હશે જે ભૂમિમાં બ્રાહ્મણોનાં વેદગાન, ઉપનિષદોનાં રહસ્ય, અને ગીતાનાં કવન થયાં; જે ભૂમિમાં તપોવન ખીલ્યાં; જેમાં ક્ષત્રિય, કૌરવ અને પાંડવોનાં વંશજો ખેલ્યા, સમરાંગણે ઘૂમ્યા અને ભારતનું શાસન ચલાવ્યું; જેમાં નાનક અને કબીર સમા નૈતિક તત્વજ્ઞાનીઓ પાકયા; જેમાં ગુરુ ગોવિંદસિંહ, વીર હકીકતરાય, તેગ બ્હાદુર, વીર બંદો, પંડિત લેખરામ જેવા ધર્મને ખાતર પ્રાણની કુરબાની કરનાર જન્મ્યા; જેના જીતાયા બાદ હિંદ આખું પરતંત્ર બન્યું; તે પંજાબમાં જાલન્ધર નામે એક જિલ્લો છે. કહેવાય છે કે પ્રાચીનકાલમાં એ સ્થાનપર જાલન્ધર દૈત્યનું રાજ્ય હતું એ રાક્ષસની પત્ની વૃંદા પતિવ્રતા હોવાથી તેના પ્રતાપ વડે જાલન્ધરના રકતના બિંદુ બિંદુએથી નવો જાલંધર પેદા થતો. એ જિલ્લાના પૂર્વ દિશાના ખુણાપર સતલજ (શતદ્રુ) નદીના તટે તલવન નામના ગામમાં એક ખાનદાન ક્ષત્રિય કુટુંબ હતું. તે હરિભક્તિમાં લીન રહેતું હતું અને આનંદની મૂર્તિસમું હતું. એ કુટુંબના વડીલનું નામ ગુલાબરાય. તેઓ સ્પષ્ટ વકતા અને પ્રલોભનોની પરવા ન કરનાર હતા. એવા નિર્ભય વીર ઇશ્વરભકતના વડીલ પુત્ર લાલા નાનકચંદને ત્યાં સંવત્ ૧૯૧૩ના ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની ત્રયોદશીને રોજ એક બાળકનો જન્મ થયો. તેનું નામ બૃહસ્પતિ રાખવામાં આવ્યું પણ લૌકિક વ્યવહારમાં "મુંશીરામ"

નામનો પ્રયોગ થવા માંડયો. એ વખતે અંગ્રેજી શાસનની પૂર્ણ સત્તાનો પ્રારંભ કાળ હતો–અંગ્રેજોની નોકરી કરવામાં હિંદીઓને ગૌરવ માનવાનો જમાનો હતો.

૧૮૫૭ના બળવાનો એ ક્રાંતિકર કાળ હતો. એ સમયમાં નાનકચંદજી સરકારના પક્ષ તરફથી બળવાખોરોને દાબી દેવાનું કામ કરી ગયા હતા અને છેવટે શાંતિ થતાં તેમને વાંસબરેલીમાં સિવિલ પોલીસની નોકરી મળી. સરકારે એમને ૧૨૦૦ વીંઘા જમીન અથવા નોકરી આપવાનું કહેતાં નાનકચંદજીએ નોકરીજ પસંદ કરી.

( ૨ )

ત્રણ વર્ષની વય પછી મુંશીરામને તેમની માતા બરેલી લઇ ગયાં. બાળક મુંશીરામ આખો દિવસ ખુલ્લા મેદાનોમાં ઘૂમતો, પોલીસો સાથે રમતો અને મૌલવી પાસે સબક (પાઠ) ભણતો તેના બીજા ત્રણ ભાઇઓ કરતાં તેની સ્મરણ શકિત સારી હતી. પર્યાયવાચી શબ્દો જોડીને પોતાના અન્વય બનાવી લેતો. તેના માતાજી અભણ હતાં પણ તેમના અગાધ સ્વાભાવિક પ્રેમે મુંશીરામપર સારી અસર કરી હતી. સંવત્ ૧૯૨૨માં નાનકચંદજીની બદલી પોલીસ ઇન્સ્પેકટર તરીકે કાશીમાં થઇ. કાશી નિવાસ દરમ્યાન મુંશીરામને ગંગાસ્નાન, વિશ્વનાથ મહાદેવનાં દર્શન અને વ્યાયામની ટેવ પડી. દરરોજ સવારે હાથમાં પૂજાની સામગ્રી, બગલમાં ધોતી અને ટુવાલ લઇને મુંશીરામ ગંગાના ઘાટપરના અખાડામાં જઇ પહોંચતા. ત્યાં જઇ લંગોટ પહેરીને વ્યાયામ અને કુસ્તી કરી, પરસેવો સુકવી, ગંગામાં નાહીને વિશ્વનાથ, મહાવીર, અન્નપૂર્ણા વગેરેની મૂર્તિઓની પૂજા કરી ઘેર પાછા જઈ પહોંચતા. આ અવસ્થામાં પણ તેમને બંગલા અને વિશાલ ભવનો કરતાં ઇશ્વરકૃત દૃશ્યો, પ્રાચીન મંદિરો અને ખંડેરોનાં દૃશ્યો જોવાં વધુ ગમતાં હતાં. આ રીતે હિંદુઓના પવિત્ર ધામ કાશીમાં મુંશીરામના શારીરિક, માનસિક તેમજ સાંપ્રદાયિક શિક્ષણનો પ્રારંભ થયો.

( ૩ )

## જાદુગર દયાનંદ

આ વખતે કાશીમાં હલચલ મચી ગઇ. પંડિતો અને પ્રજાને જાણ થઇ કે વેદશાસ્ત્રોને જાણનાર એક પ્રખર પડિત કાશીને આંગણે આવીને થોભ્યા છે. મૂર્તિપૂજાને તે માનતા નથી અને તેથી તેઓ નાસ્તિક છે. આખો દિવસ અને રાત તેમના મકાનમાં મસાલ બળ્યા કરે છે જે પંડિત તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા જાય છે તે તેમના તેજથી અંજાઇ જાય છે. આથી માતાઓ બાળકોને તેમની પાસે જતાં રોકતી. મુંશીરામને પણ તેમની માતાએ રોકતાં કહ્યું કે એ તો નાસ્તિક જાદુગર છે. જો ત્યાં જશે તો ફસાઈ પડશે બાળક મુંશીરામ માતાની વાત માની લેતો. માતાને શી ખબર હતી કે તેમનો વ્હાલસોયો પુત્ર એજ જાદુગર (!) અવધૂત દયાનંદના ઉપદેશથી પ્રભાવિત થઇને ભવિષ્યમાં તેમનો અનન્ય અનુયાયી થશે ! થોડાક વખતમાં પિતાની બદલી બલિયા થઇ. ત્યાં મુંશીરામને તુલસીદાસકૃત રામાયણ પર ઘણી શ્રદ્ધા બંધાઇ હતી. બલિયાના સીખ અમલદારો વેશ્યાગામી અને પ્રજાને લૂટનારા હોવાથી તેઓ નાનકચંદથી ડરતા હતા, કારણ કે નાનકચંદજી વિષય લાલસાથી ઘણે અંશે મુકત હતા. એક દિવસે બલિયામાં નાનકચંદજી નિત્ય નિયમાનુસાર રામાયણની કથા કહી રહ્યા હતા. શેરીના, પોલીસના અને કેસ લઢનાર પક્ષના કેટલાક માણસો તે કથા સાંભળવાને આવેલા હતા રામાયણમાં રામચંદ્રજીની ક્ષમાનો પ્રસંગ ચાલતો હતો.

નાનકચંદજી—**જો મનુષ્ય પોતાના પાપનો સ્વીકાર કરે તો તેથી વધુ પ્રાયશ્ચિત બીજું કોઇ નથી. શરણાગતનો ત્યાગ ભગવાન કદી કરતો નથી.**

આ સાંભળીને એક દીર્ઘકાય પુરુષ આગળ વધીને નાનકચંદજીને પગે પડયો અને પોતે ખૂન તથા ચોરી કર્યાનો સ્વીકાર કર્યો. પિતાજીએ એનો હેવાલ લખીને તે પર સહી કરાવી લીધી. તે વખતે એ

પુરુષના મુખની કાંતિ ખીલી ઉઠી. આ બનાવથી મુંશીરામના મન પર તુલસીકૃત રામાયણ પરની શ્રદ્ધામાં વધારો થયો. આજ કારણથી આખા જીવન દરમ્યાન મુંશીરામજી પોતાના ભાષણોમાં તુલસીના દુહા ચોપાઇનો વારે વારે ઉપયોગ કરતા હતા. સંવત ૧૯૮૨ની મહાશિવરાત્રી ઉપર ટંકારામાં ભરાયલી દયાનંદ શતાબ્દિ વખતે તેમણે જે રામાયણની કથા કરી હતી તે કથાએ આખા સૌરાષ્ટ્રના રાજાઓનાં હૃદય તરબોળ કર્યાં હતાં+

(૪)

## મૌલવીનો પ્રેમ

બનારસની કવીન્સ કોલેજમાં સંવત્ ૧૯૩૦ના પોષ માસમાં મુંશીરામ દાખલ થયા. એ જમાનામાં સંયુકત પ્રાંત કે પંજાબમાં યુનિવર્સિટી ન હતી. બંને પ્રાંતોના વિદ્યાર્થીઓને કલકત્તા જઇને યુનિવર્સિટીની પરીક્ષાઓ આપવી પડતી. કવીન્સ કોલેજના પ્રિન્સિપાલ રાલ્ફ ટી. એચ. ગ્રિફિથ હતા. તેમણે વાલ્મીકીય રામાયણ અને ચારે વેદોનો અંગ્રેજીમાં તરજુમો કર્યો છે. એ કૉલેજમાં ફારસીનો અભ્યાસ કરાવનાર એક મૌલવી હતા જેમને વિદ્યાર્થીઓ "મૌલવી સાહેબ"ને નામે ઓળખતા. મુશીરામજીએ ફારસીનો વિષય બીજી ભાષા તરીકે પસંદ કર્યો હતો. આ માયાળુ મૌલવી સાહેબ વિદ્યાર્થીઓને બરખુદાર (ચિરંજીવ) ના શબ્દોથી બોલાવતા. તોફાન કરનાર વિદ્યાર્થીને જ્યારે તેઓ સજા કરતા ત્યારે વિદ્યાર્થી નમ્ર બની બોલી ઉઠતો: "ન્હાના અપરાધ કરે પણ વડીલો માફી બક્ષે." પ્રેમની મૂર્તિ મૌલવી સાહેબ તેને તરતજ સજામાંથી મુક્ત કરતા. મૌલવી સાહેબના પૈતૃક પ્રેમનું સ્મરણ આવતાં સદ્દગત સ્વામીજી અનેકવાર કહેતા કે—"એ પવિત્ર મૂર્તિનું સ્મરણ થાય છે ત્યારે **મને હિન્દુ મુસ્લીમ વિખવાદ જોઇને ઘણો ખેદ થાય છે.** જે પવિત્ર ભૂમિમાં બંનેએ જન્મ લીધો, જેના અન્નપાણીથી બંને ઉછર્યા, અને જે ગંગાના શીતલ જલમાં

---

+ વધુ માટે જુઓ રામાયણની કથા પરિશિષ્ટમાં

બધાએ બુડકી મારી શાંતિ મેળવી, તે પરસ્પર લઢીને ભારત માતાને સતાવી રહ્યા છે." આવા એકતાના ઉદ્‌ગારો કાઢનાર, મુસ્લિમ ભાઇની ગોળીનો ભોગ થઇ પડે એ પણ એક આશ્ચર્ય !

દોનોંકા એક ખુદા હૈ, દોનોં ભારતકે બેટે હૈં;
દોનોં ગર્દિશકે મારે હૈં, દોનોં કિસ્મતકે હેઠે હૈં.

(૫)

## વિદ્યાર્થી અવસ્થામાં વર્તન

અનેક વિદ્વાન પ્રોફેસરોની છત્ર છાયામાં રોજના ૭ ૭ કલાક લેખે ૩II વર્ષ કરતાં પણ વધુ વખત ગાળ્યા છતાં, તેઓ જીવન સુધારાનું શિક્ષણ તેમની પાસે મેળવી શકયા ન હતા. શોકની વાત છે કે એવી શિક્ષણ પદ્ધતિમાં આજે પણ હજારો હોનહાર બાળકો દબાઇ રહ્યા છે અને રાષ્ટ્રીય શિક્ષણના પ્રયત્નોને આવા કુશિક્ષણના ઝેરીલા પ્રભાવો દૂર કરવામાં ઘણી અડચણો પડે છે. કોલેજના શિક્ષણ દરમ્યાન ઘાસતેલના દીવે રાત્રિના સતત વાંચવાથી અને યુવકોને નવલકથાનો જેવો મોહ લાગે છે તેવો વાચનમોહ તેમને લાગવાથી તેમને ચશ્માં ખરીદવાં પડયાં. જે માટે તેઓ પોતાની પાછલી જિંદગીમાં વિદ્યાર્થીઓને કહેતા કે "નવલકથા ન વાંચો, રાત્રિએ ન વાંચો અને વાંચો તો દીવેલને દીવે વાંચો." પોલીસોના અજ્ઞાનપૂર્ણ અને વિષયી વાતાવરણમાં ઘેરાયલા છતાં, નિરંકુશ જીવન વીતાવવાની સગવડો છતાં, પિતાજીના અને પોતાના સાહજિક સંસ્કારોના બળ વડે તેમની વૃત્તિ આત્મશુદ્ધિ તરફ વળવા લાગી. વ્યાયામથી સુગઠિત થએલા અને ભરાઉદાર બનેલા દૃઢકાય શરીર સાથે સ્વરક્ષણ માટે કમરમાં છરો રાખીને ફરતા. વગર કારણે કોઇની સાથે લઢવાનો સ્વભાવ ન હતો, તેઓ એ અવસ્થામાં પણ અત્યાચારોને સહન કરવાની જ્યારે હદ આવી જતી ત્યારે નિવૃત્તિ તરફ વળી જતા. વળી દુઃખોની સામે શાંતિ તથા બળથી થતા હતા; પણ અકસ્માત આપત્તિ વખતે તેઓ કદી કદી મુંઝવાઇ જતા. આવા સ્વભાવથી વ્યવહારમાં એમના શત્રુઓની

સંખ્યામાં વધારો થતો હતો. આ વિદ્યાર્થીજીવન દરમ્યાન તેમણે બીજા કેટલાક વિદ્યાર્થીઓને નૈતિક પતનમાંથી બચાવ્યા હતા.

( ૬ )

## નાસ્તિકતાને ઉંબરે

કાશી વિશ્વનાથના દર્શન માટે મુંશીરામ જાય છે. દરવાજા પર પહેરો છે. પોલીસ રોકે છે. રીવાં સ્ટેટની રાણી દર્શન કરીને ગયા પછી મંદિરનાં દ્વાર ઉઘડશે એવી ખબર મળે છે. મુંશીરામ જરા ખિસીઆણા પડી જાય છે. જીવ ગભરાઈ જાય છે. પાછા પગલાં ભરી અદ્ધર શ્વાસે વિચારમાં ને વિચારમાં ઘેર આવી સૂઈ જાય છે. વાળુ પણ કરતા નથી. આખી રાત વિચાર મન્થનમાં જાય છે. દશા વિચિત્ર અને વ્યાકુલ છે. પ્રશ્નમાલા શરૂ થાય છેઃ–"સંસારભરના માલીકનો જો આ દરબાર હોય તો શું એક રાણી તે માલીકના ભકતને રોકી શકે ? આ પક્ષપાત નથી ? પણ આ મૂર્તિ તે દેવ છે? મૂર્તિઓ તો મારી સામે સલાટ (શિલ્પીઓ) બનાવે છે. પણ જ્યારે સાંસારિક વ્યવહારોમાં પક્ષપાત છે તો દેવોના દરબારમાં કેમ ન હોય ? શું દેવો પાસેથી મનુષ્યો પક્ષપાત શીખ્યા હશે ? મારા સ્વચ્છન્દ જીવનને લીધે મને આવો અવિશ્વાસ તો નહિ થતો હોય ને ?" પ્રશ્નમાળા અટકે છે. તુલસીદાસનો દૂહો યાદ આવે છેઃ–

બાર બાર વર માંગહૂં, હર્ષ દેહુ સિય રંગ;
પદ સરોજ અનુપાયની, ભક્તિ સદા સત્સંગ.

એક કલાક સુધી આંસુઓની માળા બંધાય છે. પ્રકાશ માટે ઇષ્ટદેવને પ્રાર્થના કરે છેઃ Lead kindly light. મૂર્તિપૂજાના ઇતિહાસ પર નજર જાય છે, નવીન પ્રકાશ પડે છે. મઝહબ [સંપ્રદાય] પરથી વિશ્વાસ ઉઠી જાય છે. અંધવિશ્વાસના જીવનની સમાપ્તિ થાયછે. નાસ્તિકતાના ઉંબર પર આવીને કલ્યાણ માર્ગનો પથિક ઉભો રહે છે.

(૭)

# યોગપિપાસુ

મુંશીરામ વિચિત્ર નાસ્તિક થયા. મૂર્તિપૂજા, દેવદર્શન અને ગંગાસ્નાનથી વિમુખ થયા, પણ હઠયોગની ક્રિયા તરફ વલણ ગઇ. કોઇ મહાત્માના આગમનની ખબર પડે કે તેઓ ત્યાં પહોંચી જવા લાગ્યા. એકવાર ખબર પડી કે ત્રિવેણીની પેલી પાર ઝૂંસીના જંગલમાં એક વૃદ્ધ અને કૌપીનધારી મહાત્મા રહે છે, જેમણે વાઘને વશ કર્યો છે. તેમનાં દર્શન રાતનાં થાય છે. મુંશીરામ રાતના દશ વાગે મહાત્માની પાસે જઇ પહોંચ્યા અને તેમને ધ્યાનસ્થ જોયા. એ મહાત્માની ત્રણ વાગતા સુધી સમાધિ ચાલુ રહી. બરાબર ત્રણ વાગે ગર્જના સંભળાઇ. મહાત્માની પાસે જઇ એક વાઘ તેમના પગ ચાટવા લાગ્યો. મહાત્માએ નેત્ર ઉઘાડીને વાઘના માથાપર હાથ ફેરવીને કહ્યું:-"બચ્ચા આ ગયા. અચ્છા, અબ ચલા જા." વાઘ માથું મહાત્માના ચરણોમાં પાછું મૂકી જંગલ તરફ ચાલતો થયો.

આ દશ્ય જોઇને મુંશીરામે આગળ વધી પ્રણામ કર્યા અને મહાત્માની અદ્વિતીય વિભૂતિપર આશ્ચર્ય પ્રકટ કર્યું. ઉત્તરમાં મહાત્માએ કહ્યું:-"આ કોઈ સિદ્ધિ કે વિભૂતિ નથી. આ વાઘને કોઇ શિકારીએ ગોળી મારી હોવાથી તે ચાલી શકતો ન હતો. તેને તરસ લાગી હતી. મેં એને પાણી પાયું અને જંગલની બુટી લાવીને તેના ઘા પર લગાવી. જ્યાં સુધી દવા લગાવતો રહ્યો ત્યાં સુધી તે દરરોજ મારા પગ ચાટતો રહ્યો. હવે નીરોગ થઈ ગયો છે છતાં એની ટેવ ભૂલ્યો નથી. બેટા, અહિંસા અને સેવા કદી વ્યર્થ જતાં નથી." એ મહાત્માની પાસેથી મુંશીરામે જાણ્યું કે હઠયોગ કરતાં રાજયોગનો અભ્યાસ કરવો સારો. વ્યાધિ દૂર કરવા માટે યોગીએ જડીબુટીના વિશેષ સેવનની રીત પણ એ યોગપિપાસુને બતાવી.

# ગૃહસ્થાશ્રમ.

## (૧)

## વિવાહ અને વિપથગમન

મુંશીરામના અભ્યાસના દિવસો દરમ્યાન બલિયા ગામમાં તેમની માતાનો દેહાંત થયો. પણ માતાએ અંતિમ ઇચ્છા એવી જણાવી હતી કે મારા મુંશીનો વિવાહ ઉત્સાહ અને ઉમંગથી થવો જોઇએ. માતાની ઇચ્છાનુસાર થોડાક વરસો બાદ જાલંધરના રાય શાલીગ્રામની બાર વર્ષની કન્યા સાથે તેમના ૨૦ વર્ષની વયે લગ્ન થયાં અને આશીર્વાદ પ્રાપ્ત કરવાને બ્રાહ્મણો, પીરની કબરો, દેવમંદિરો વગેરેની દંપતીએ મુલાકાત લીધી. મુંશીરામને તેમની કલ્પનામાંની સર વોલ્ટર સ્કોટ આદિ નવલકથાકારોની નવલકથાઓની નાયિકા જેવી પોતાની પત્ની છે એમ લાગવા માંડયું અને આગામી જીવન પ્રેમમય વીતાવવાનાં મધુરાં સ્વપ્નાં આવવા લાગ્યાં. પણ યુવતીને બદલે બાલવયની પત્ની મળવાથી તેમને જરાક નિરાશા થઇ. પણ તેઓએ તેને શિક્ષિત બનાવવાના મનોરથો રચવા માંડયા. એ પછી મુંશીરામ પ્રયાગ અભ્યાસ માટે ગયા. ત્યાંનું અને બરેલીની આસપાસનું વાતાવરણ વૈભવી અને નિરંકુશ હતું. કાશીના જીવન દરમ્યાન પાછળથી મંદિરોની વિશેષ લીલાઓ અને ઇશ્વરપૂજાની વિચિત્ર વાતોથી મુંશીરામજીનું મન નાસ્તિક થઈ ગયું હતું અને તેમાં લગ્ન બાદ પત્નીની ગેરહાજરીમાં પત્નીપ્રેમના ખ્યાલી વિચારો તથા ખરાબ સોબતને લીધે તેઓ વિપથગામી બન્યા. વળી તેઓ વિચિત્ર રીતે નાસ્તિક બન્યા હતા. તેમને મૂર્તિપૂજાપરથી વિશ્વાસ ઉઠી ગયો હતો. છતાં યોગાભ્યાસ અને હઠયોગની ક્રિયાઓમાં વિશ્વાસ થયો હતો. બરેલી અને પ્રયાગના આવા વિપથગામી જીવનને પલટાવનાર એક ઘટના આ વખતે બની.

(૨)

## આચાર્ય દયાનંદને ચરણે

"બેટા મુંશીરામ ! એક દંડી સંન્યાસી આવ્યા છે. સંસ્કૃતના મોટા વિદ્વાન અને યોગીરાજ છે. તેમનું ભાષણ સાંભળીને તારા સંશયો દૂર થઇ જશે. માટે મારી સાથે ચાલજે."

મુંશીરામ વિચાર કરે છે કે કેવળ સંસ્કૃત જાણનારો પંડિત બુદ્ધિ અને તર્કની વાતો શી રીતે કરશે ? વાંસ બરેલીના બેગમબાગના એક મકાનમાં સંવત્ ૧૯૩૬ના શ્રાવણ માસની ચતુર્દશીએ ઋષિ દયાનંદ પધાર્યા હતા. મુંશીરામ તેમના પિતા સાથે ભાષણ સાંભળવા ગયા. વ્યાખ્યાનમાં સત્યની શક્તિ'નો વિષય આવ્યો. સત્યની વ્યાખ્યા કરતાં આચાર્ય દયાનંદે કહ્યું:–લોકો કહે છે કે સાચું ન કહો. કલેકટર ગુસ્સે થશે. કમિશ્નર અપ્રસન્ન થશે. ગવર્નર દુઃખ દેશે. પણ ભાઇ, ચક્રવર્તી રાજા જો નારાજ થશે તો પણ અમે તો સત્ય કહીશું." વળી આત્માના અમરત્વ વિષે સિંહનાદ કરતાં અને ચારે બાજુએ તીક્ષ્ણ નજર નાંખતાં આચાર્યે કહ્યું: "આ શરીર તો અનિત્ય છે. એની રક્ષા કરવામાં અધર્મ કરવો વ્યર્થ છે. આ શરીરને જેની મરજી પડે તે નાશ કરી દે. પણ કોઇ શૂરો પુરુષ મને બતાવો કે જે મારા આત્માનો નાશ કરવાનો દાવો કરી શકે. જ્યાં સુધી સંસારમાં એવો એક પણ વીર ન પાકે ત્યાં સુધી હું સત્યને નહિ દબાવું." આ વખતે આખા હૉલમાં શાંતિ પથરાઇ ગઇ હતી. મુંશીરામના જીવનમાં શાન્તિનો રસ રેડાઈ રહ્યો હતો. ત્યારથી શરીરની નશ્વરતા, આત્માની અમરતા અને સત્યનું મહત્વ મુંશીરામના જીવનનો પ્રેરક માર્ગ થઇ પડયો.

( ૩ )

## આસ્તિકતામાં શ્રદ્ધા.

મહર્ષિ દયાનંદની સાથે મુંશીરામ ઇશ્વરના અસ્તિત્વપર વાર્તાલાપ કરી રહ્યા છે. મહર્ષિના યુક્તિબળ આગળ તેઓ મ્હાત થાય છે અને

બોલી ઉઠે છેઃ—"મહારાજ, આપની તર્કશક્તિ ઘણી પ્રબલ છે. એથી હું ચુપ થઇ જાઉં છું પણ પરમેશ્વરના અસ્તિત્વ વિશે મને હજી ભરોસો થતો નથી." મહર્ષિ પ્રથમ હસીને અને પછી ગંભીર સ્વરે કહે છેઃ—"જુઓ, તમે પ્રશ્ન કર્યા. તેના મેં ઉત્તર આપ્યા. ઈશ્વરપર તમારો વિશ્વાસ કરાવી દેવાની પ્રતિજ્ઞા મેં ક્યારે કરી હતી ? પણ જ્યારે ઇશ્વર તમને શ્રદ્ધાવાન બનાવશે ત્યારેજ તમને ઇશ્વરપર શ્રદ્ધા થશે.

**नायमात्मा प्रवचनेन लभ्यो**
**न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यः**
**तस्यैष आत्मा विवृणुते तनूंस्वाम ॥**

( ૪ )

આચાર્ય દયાનંદજીના બરેલી નિવાસ દરમ્યાન મુંશીરામને સન્નિપાત જ્વર લાગુ પડયો. તેઓ પથારીમાં બેભાન પડયા હતા ત્યાં તો આચાર્ય બીજે સ્થળે વિદાય થઇ ગયા અને જ્વરથી મુક્ત થતાં તેમને પહેલી ઇચ્છા આચાર્યને જોવાની થઇ પણ તેમ બની શક્યું નહિ. બિમારીમાંથી ઉઠયા બાદ આચાર્યના સત્સમાગમથી મુશીરામ કલ્યાણમાર્ગના પંથી બન્યા. પિતાની આજ્ઞાથી જાલંધર જઇ તેમની ધર્મપત્ની શિવદેવીને તેઓ તેડી લાવ્યા અને તેને ગુણવતી અને વિદુષી બનાવવાને શિક્ષણ આપવાનો વિચાર કર્યો.

( ૬ )

## સરકારી નોકરીનો ત્યાગ.

મુંશીરામ ઈન્ટરની પરીક્ષામાં નાપાસ થયા. તે દરમ્યાન તેમનામાં માનસિક અને શારીરિક પરિવર્તનો જોઇને તેમના વૃદ્ધ પિતાને લાગ્યું કે હવે કોઈ પણ નોકરીએ એમને લગાડવા જોઇએ. આથી પિતાએ તેમને બરેલીના કોટવાલની જગા અપાવી. વખત જતાં તેઓ બરેલીના નાયબ તહસીલદાર થયા. તે વખતે તહસીલની હદમાં અંગ્રેજોના એક લશ્કરે પડાવ નાંખ્યો હોવાથી લશ્કરની સગવડ

માટે મુંશીરામ જમાદાર, સિપાઇઓ અને દુકાનદારોને લઇને હાજર થયા. ગોરાઓએ રાજ્યમદમાં આવીને ઈંડાં વેચનારાઓ પાસેથી, પૈસા આપ્યા વગર ઈંડાં લૂટી લીધાં. મુંશીરામે ફોજના કર્નલ પાસે જઇને કહ્યું:–"જો બિચારા ઈંડાં વેચનારાઓને પૈસા તુરત નહિ આપશો તો હું બધા દુકાનદારોને પાછા કાઢીશ."

કર્નલ:—જો તમે તેમ કરશો તો તે માટે તમારે ખમવું પડશે. તમે એટલા બધા અભિમાની કેમ થાઓ છો ?

મુંશીરામ:—હું અપમાન સહન નહિ કરૂં. મારા માણસોને લઇને પાછો જાઉં છું. તમારાથી થાય તે કરી લેજો.

આ બનાવ પછી તેમણે સરકારી નોકરીનો સદાને માટે ત્યાગ કર્યો. તે પછી તેમના પિતાએ પેન્શન લીધું. મુંશીરામે તો અંગ્રેજોની નોકરીને તે પહેલાં ક્યારનીયે લાત મારી હતી. પિતાને પણ પોતાની નોકરી દરમ્યાનના અનુભવને લીધે અંગ્રેજોના ન્યાયપરથી વિશ્વાસ ઉડી ગયો હતો. તેથી તેમણે પુત્રને વકીલાતનો અભ્યાસ કરવાની સૂચના કરી. તેનો મુંશીરામે સહર્ષ સ્વીકાર કર્યો. આ વખતમાં મુંશીરામને ત્યાં "વેદકુમારી" નામે પુત્રીનો જન્મ થયો હતો.

## ( ૭ )
## આર્યસમાજને શરણે

વકીલાતના અભ્યાસ માટે મુંશીરામજી લાહોર ગયા. ત્યાં આર્યસમાજ અને બ્રહ્મસમાજના સંબધમાં આવ્યા. એમના નાસ્તિક હૃદયમાં ભક્તિનો પ્રથમ રસ બ્રહ્મસમાજે રેડયો. બ્રહ્મસમાજના સાહિત્યમાં જીવાત્માની ઉત્પત્તિ અને સાથે સાથે તેની અનંત ઉન્નતિના સિદ્ધાંતમાં તેમને સમજ ન પડી. તેઓ કેટલાકો પાસે શંકાનિવારણ કરવાને ગયા પણ સંતોષ ન મળ્યો. પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંત પર વિશ્વાસ બેસવા લાગ્યો. ધર્મની તરસ લાગી, પણ છીપાવનાર કોઈ મળે નહિ. તે વખતે આચાર્ય દયાનંદ યાદ આવ્યા. તેમનું બનાવેલું "સત્યાર્થ પ્રકાશ" ખરીદવા માટે વચ્છોવાલીના આર્ય-

સમાજ મંદિરમાં ગયા. પણ સમાજના નોકરે કહ્યું કે પુસ્તકાધ્યક્ષ આવશે ત્યારે પુસ્તક મળશે. તેથી પુસ્તકાધ્યક્ષનું સરનામું મેળવીને મુંશીરામ તેમને ઘેર ગયા પણ તે વખતે પુસ્તકાધ્યક્ષ લાલા કેશવરામજી નોકરી પર ગયા હતા અને તેમને આવવાને દોઢ કલાકની વાર હોવાથી તેટલો વખત મુશીરામજીએ પાસેની ગલીમાં ફરી વીતાવ્યો એટલામાં લાલા કેશવરામ આવી પહોંચ્યા. તેમને બધી હકીકત કહી ત્યારે લાલાજીએ કહ્યું કેઃ—"ચાલો તમને પહેલાં પુસ્તક આપું અને પછી જમીશ." મુશીરામજીએ પૈસા આપીને સત્યાર્થ પ્રકાશ ખરીદ્યું. અને જાણે અમૃતફળ મળ્યું હોય તેવા અનેરા ઉત્સાહથી તેમણે એ પુસ્તકનો અભ્યાસ શરૂ કર્યો. પુસ્તકનો આઠમો સમુલ્લાસ વાંચીને પુનર્જન્મના સિદ્ધાંત પર તેમને સંતોષ થયો અને તેઓ આર્યસમાજમાં સંવત્ ૧૯૪૧ના માઘ માસમાં દાખલ થયા. માંસભક્ષણનો પણ ત્યાગ કર્યો. રજામાં જાલંધર ગયા અને આર્યસમાજમાં ભાષણ કર્યાં. આ રીતે તેઓ ધીમે ધીમે ઉન્નતિ કરી રહ્યા હતા ત્યાં ધાર્મિક કસોટીના બે પ્રસંગો આવી પહોંચ્યા.

(૮)

## આત્મિક કસોટીઓ.

જ્યેષ્ઠ માસની નિર્જલા એકાદશીનો દિવસ હતો. તલવન ગામના બે માળના મકાનના એક દિવાનખાનામાં મુંશીરામના પિતા બાબુ નાનકચંદજી એક મોટા આસન પર બેઠા છે. તેમની સામે એક લાંબી હારમાં મુશીરામના ભાઈ અને ભત્રીજાઓ ઠાકોરજીની મુર્તિ પાસે સંકલ્પ કરવાને બેઠા છે. માત્ર એક આસન ખાલી છે. સંકલ્પની ક્રિયા શરૂ થતી નથી લાગે છે કોઈની રાહ જોવાય છે.

નાનકચંદ—બેટા મુશીરામ! તમે કયાં હતા? ચાલો, સંકલ્પ કરી લો એટલે હું પણ સંકલ્પ કરીને નિવૃત્ત થઈ જાઉં.

મુંશીરામની ધાર્મિક પરીક્ષાનો આ પ્રથમ અવસર હતો.

મુંશીરામઃ—પિતાજી, સંકલ્પનો અંતઃકરણ સાથે સંબંધ છે. જ્યારે આપે સંકલ્પ કર્યો છે તો આપની ઇચ્છા પ્રમાણે દાન દેવાનો આપનો હક છે માટેજ હું આવ્યો ન હતો.

નાનકચંદ—શું મારૂં ધન તારૂં નથી? અને તેમાંથી દાન દેવાનો તારો અધિકાર નથી? શું દિલની અંદરના સંકલ્પને બહાર પ્રદર્શિત કરવામાં પાપ છે? તું સાચેસાચું કારણ કેમ નથી કહેતો? શું તને એકાદશી અને બ્રાહ્મણપૂજા પર વિશ્વાસ નથી?

મુંશીરામ:—બ્રાહ્મણત્વ પર મને પૂર્ણ વિશ્વાસ છે. પણ જેઓને આપ દાન આપવાના છો તે મારી દૃષ્ટિમાં બ્રાહ્મણ નથી. વળી એકાદશીના દિવસમાં ખાસ મહત્વ હોય એમ હું માનતો નથી

## ( ૯ )

## સત્યનો આગ્રહી.

"જા બેટા, ઠાકુરજીને પગેલાગીને સુખેથી જા. મર્યાદાપુરુષોત્તમ રામચદ્ર ભગવાનના સેવક હનુમાનજી તારૂં રક્ષણ કરો." કોલેજની પરીક્ષા આપવાને મુંશીરામ જાય છે તે વખતે ઘેરથી વિદાય લેતી વખતે તેમના મૂર્તિપૂજક પિતાજીએ કહ્યું. થાળીમાં મીઠાઇ અને તે ઉપર એક આઠ આની મૂકી નોકર હાજર થયો. મુંશીરામ પિતાની આજ્ઞા સાંભળીને સ્તબ્ધ થઇ ગયા. પિતાજીને દુઃખ ન થાય અને ધર્મ તથા સિદ્ધાંત ન તૂટે તેવી રીતે બોલવું શી રીતે તે સૂઝયું નહિ. શરીર એટલું બહેર મારી ગયું કે જો કાપે તો પણ લોહી પણ ન નીકળે. એક તરફ પૂજ્ય પિતાનો આદેશઃ બીજી તરફ પ્રિયતમ ધર્મસિદ્ધાંતઃ તેઓ દિગ્મૂઢ બનીને ઉભા રહ્યા.

"ભીમા," પિતાએ નોકરને કહ્યું, એ આઠ આનીને બદલે રૂપીઓ મૂક."

"લે બેટા, હવે ખુશ થયોને? જા જલ્દી, મોડું થાય છે." મુંશીરામની હમેશની ઉદાસ્તા પરથી ભરમાઇને પિતાજીએ તે ચુપકીદીનો એવો અર્થ કર્યો કે પૂજાની થાળમાં મૂકેલા પૈસા ઓછા

હોવાથી તેને ખોટું લાગ્યું હશે. તેથી પિતાની ભૂલ ભાંગવાને આખરે ખૂબ બળ કરીને મુંશીરામે મૌન તોડ્યું:

"પિતાજી, એ વાત નથી. જે સિદ્ધાંતોને હું માનતો હોઉં તેનાથી વિરૂદ્ધ કોઇપણ કાર્ય શી રીતે કરૂં? હાં, સાંસારિક વ્યવહારમાં આપ જે આજ્ઞા આપશો તે પાળવાને તૈયાર છું. મારૂં માથું માગી લો, તો તે હાજર કરીશ. પણ મારા......" એમ કહી ચૂપ થયા.

"શું!!!" પિતાજીનું મુખ ગુસ્સાથી લાલચોળ બન્યું. તેમણે ત્રાડ દીધી, "તું મારા ઠાકોરજીને ધાતુ અને પત્થરજ સમજે છે?"

મુંશીરામના હૃદયમાં ઘોર સંગ્રામ મચી રહ્યો. તેઓ બોલ્યાઃ- "પરમાત્માની પછી મારા દેવ તરીકે હું આપનેજ માન આપું છું. પણ પિતાજી, શું આપ એવું ઇચ્છો છો કે આપનો પુત્ર દંભી બને?"

કરૂણા ઉપજાવનાર આ શબ્દોએ પિતાની વાણીને સ્તંભિત કરી. તેમનો ક્રોધ જરા કમી થયો.

"પોતાના બાળકને દંભી જોવાને કયો પિતા રાજી હોય?" પિતાએ કહ્યું.

'તો પછી જે મૂર્તિપૂજામાં મને જરા પણ શ્રદ્ધા નથી, તેને પગે લાગવામાં મને દંભ લાગે છે. આત્માથી મને એ વિરૂદ્ધ કામ લાગે છે." મુંશીરામથી કહેવાનું હતું તે કહેવાઈ ગયું. પિતાએ નિશ્વાસ નાંખી હૃદયવેધક શબ્દોમાં કહ્યું:—"ભગવાન! મને મૃત્યુ વખતે કોઇ પાણી પાનાર નહિ રહે! પ્રભુ, જેવી તારી ઇચ્છા!"

મુંશીરામને થયું કે ધરતી માગ આપે તો કેવું સારૂં! દસ મિનિટ સુધી બંનેમાંથી કોઇ બોલ્યું નહિ.

પિતા:—ઠીક, જાઓ. મોડું થશે.

મુંશીરામે પિતાજીને પ્રણામ કરીને પ્રયાણ કર્યું. રસ્તામાં તેમને વિચાર આવે છે:-પિતાજીના ધાર્મિક વિચારો સાથે હું સહમત ન હોવાથી તેમના માનેલા મોક્ષના સાધનરૂપ શ્રાદ્ધ અને તર્પણ વગેરેથી હું તેમને સંતોષ નહિ આપી શકું તો મને તેમની કમાણીના

ધનમાંથી કાંઇ પણ લેવાનો શો હક છે ? તેમણે એમ વિચાર કરીને પોતાને પિતાએ આપેલા રૂપીઆ એક સગા સાથે પાછા મોકલાવી દીધા. સાથે પત્ર પણ લખ્યો કે–"હું આપની ધાર્મિક માન્યતાથી વિરૂદ્ધ હોવાથી મને બીજા સુપાત્રોના ભાગમાંથી કાંઇ :પણ લેવાનો હક નથી. જીવન છે તો આપના ચરણોમાં મારી ભેટ જરૂર મૂકીશ." પિતાએ એ પૈસા તરતજ મારતે ઘોડે પાછા મોકલાવતાં સંદેશામાં જણાવ્યું:–"બેટા, તમે પ્રતિજ્ઞા કરી હતી કે સાંસારિક બાબતોમાં તમે મારી આજ્ઞા પાળશો. તો મારી આ સાંસારિક આજ્ઞા છે કે રૂપીઆ લઇ જાઓ અને ખરચ માટે બીજા મંગાવતા રહો."

લાલા મુંશીરામના સત્યાગ્રહનું શું સુંદર પરિણામ !

## ( ૧૦ )

# આર્યસમાજની અસર.

પિતા પાસેથી વિદાય લઇ વકીલાતની પરીક્ષા આપવાને સને ૧૮૮૫ના ડિસેંબરમાં મુંશીરામ લાહોર જઇ પહોંચ્યા. એજ વર્ષના જૂન માસમાં દયાનંદ એંગ્લો વૈદિક કોલેજની સ્થાપના થઇ હતી, અને લાલા હંસરાજજીએ પોતાનું જીવન તે સંસ્થાને સોંપી દીધું હતું. પરીક્ષાના એક મહિના પૂર્વે લાહોર આર્યસમાજનો ઉત્સવ હતો. પરીક્ષા પાસે છતાં ધાર્મિકપ્રેમને વશ થઇને તેમણે એ ઉત્સવમાં ભાગ લીધો. અહીં પહેલીજ વેળા તેમણે પંડિત ગુરુદત્તને સમાજની વેદિ પરથી કોલેજ માટે અપીલ કરતાં સાંભળ્યા. પંડિતજીના ભાષણથી મુંશીરામજીને ખૂબ અસર થઇ અને તેમને લાગ્યું કે આજ એક એવી વ્યક્તિ છે કે જેના આત્મા સાથે મારા આત્માનું ઐક્ય થઇ શકશે. સ્વામી દયાનંદજી સંવત્ ૧૯૪૦ ના આસો વદ અમાસને રોજ સમાધિ લગાવીને તેમનું કાર્ય આર્યસમાજને સોંપતા ગયા ત્યારે જાલંધરમાં શોક સભાની પ્રેરણા કરનાર મુંશીરામજીજ હતા અને તેમાં તેમણે લાહોરથી પં૦ ગુરુદત્તજી અને લાલા હંસરાજજીને ભાષણ

કરવા બોલાવ્યા હતા. આ વખતે પંડિત ગુરુદત્તનો સમાગમ સૌથી પ્રથમ થયો હતો

મુંશીરામજી વકીલાતની પરીક્ષામાં બેઠા તેજ સાલમાં લાલા લજપતરાયજી પણ એમની સાથે હતા. પરીક્ષામાં પાસ થયા બાદ મુંશીરામજીએ સંવત્ ૧૯૪૨ માં જાલંધરમાં વકીલાત શરૂ કરી જે ૧૭ વર્ષ સુધી ચાલુ રાખી. આજ વર્ષમાં મુંશીરામજીના પિતાને અર્ધાંગ રોગનો ફરી ઉથલો થતાં તેઓ તાલવન ગયા. પિતાનો પ્રેમ તેમની પર અગાધ હતો. પુત્રના ચારિત્ર્યની અને સત્ય તથા ધર્મ પરની પ્રીતિની અસર પિતાને થવા લાગી હતી. તેઓ પણ રોજ સંધ્યાહવન કરવા લાગ્યા હતા.

(૧૧)

## વસીયતનામાના ચૂરા.

પિતા નાનકચંદના જીવન પર મૃત્યુના ઓળા ઉતરતા હતા. તેમણે મુંશીરામને પોતાની એકાંત ઓરડીમાં બોલાવ્યો નોકરે એક કાગળનું પરબીડીયું લાવીને હાજર કર્યું.

"પરબીડીયું ખોલ તો !" પિતાએ આજ્ઞા કરી. ખોલીને જોયું તો પિતાએ કરેલું વસીયતનામું જણાયું. તેમાં લખ્યું હતું કે મુંશીરામના ત્રણ ભાઇઓને ફક્ત જમીન અને મકાનનો થોડો ભાગ: બાકીનું તમામ રોકડ દ્રવ્ય અને આભૂષણો મુંશીરામ એકલાને! પિતાનાં ધર્મકાર્યની સુપરત પણ તેમનેજ! મુશીરામ પર જાણે કોઇ આફત આવી પડી.

"કેમ રે મુંશીરામ!" પિતા ચકિત બન્યા.

"બાપુ મારા હક કરતાં તમે મને વધું આપો છો અને એ વધુ ભાગ લેવાને હું રાજી નથી." મુંશીરામે હાથ જોડીને જવાબ વાળ્યો.

"બેટા," પિતાએ ઉભરાતા વાત્સલ્યથી પંપાળીને સમજાવતાં કહ્યું: "તું આર્ય સમાજમાં દાખલ થયો ત્યારે મને શરૂઆતમાં અસંતોષ થયો હતો. પણ હવે મને તારા સિદ્ધાંતોથી

પૂર્ણ સંતોષ થયો છે. મને પૂર્ણ વિશ્વાસ છે કે તુંજ મારી ધાર્મિક આશાઓને પરિપૂર્ણ કરશે. હું રાજી થઇને આપું છું, લઇ લે."

મુંશીરામઃ—પણ જો આપ આ વીલ ચાલુ રાખશો તો હું મારો ભાગ મુદ્દલ નહિ લઉં પણ જો આ વીલ ફાડી નાંખવાની મારી વિનતિ સ્વીકારો તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે આપના ધાર્મિક સંકલ્પોને યથાશક્તિ પૂર્ણ કરવાને હું બધાઉં છું.

પિતા—બેટા, એ વીલ ઉપર હવે તારો હક છે. માટે તેનું જે કરવું હોય તે કર. પિતાની આજ્ઞા મળતાંજ તેમણે એ વસીયતનામું ફાડી નાખ્યું અને પિતાના ચરણોમાં મસ્તક મૂક્યું.

( ૧૨ )

લાલા નાનકચંદજી માંદગીને લીધે નિર્બલ થતા જતા હતા. ડાક્ટરોની જે દવામાં અભક્ષ્ય વસ્તુઓ ન હોય તેજ દવા તેઓ પીતા હતા. મૃત્યુની થોડીક ક્ષણો પૂર્વે હવન અને વેદમંત્રોનો પાઠ તેમની પાસે કરવામાં આવ્યો હતો. મુંશીરામના મોટાભાઇએ પિતાની પાછળ ગરુડ પુરાણની કથા રખાવી પણ મુંશીરામજીએ ઉપનિષદોનું પ્રવચન શરૂ કરી દીધું પિતાના મરણ બાદ તેમની ઇચ્છાનુસાર કુટુંબના વિશ્વાસુ નોકર ભીમાએ તિજોરીની ચાવીઓ મુંશીરામની આગળ મુકી દીધી. મુશીરામજીએ બધા ભાઇઓને પૂર્ણ સંતોષ થાય તેવી રીતે મિલ્કતની વહેચણી કરી આપી અને જે બચ્યું તે લઇ પોતે પૂર્ણ સંતોષ માન્યો.

( ૧૩ )

## વૈદિકધર્મપ્રચાર અને વકીલાત

ઇ. સ. ૧૮૮૬ના અંતમાં પિતાના મૃત્યુ બાદ મુંશીરામજીએ ધર્મપ્રચારનું કાર્ય જોરથી ઉપાડી લીધું. હિંદુજાતિના ઉદ્ધારક આચાર્ય દયાનંદની પ્રેરણાના બળને અંતરના ઉંડાણમાં સંરક્ષીને તેમણે આર્ય-સમાજની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેવા માંડયો. દશેરાના

દિવસોમાં મેળામાં ખ્રિસ્તીઓના કેમ્પની સામે તેમણે પોતાની છાવણી નાંખી અને ૐ ના ઝુંડા નીચે વૈદિક ધર્મનો પ્રચાર આરંભ્યો. સાથે સાથે ધાર્મિક વલણ રાખીને તેઓ વકીલાત કર્યે જતા હતા. તેમની પાસે દિવાની કેસો ઘણા આવતા હતા. આવક વધતી જતી હતી ત્યાં તો આ પુણ્યાત્માને પરમાત્મા બીજી તરફ ખેંચી રહ્યા હતો. પંડિત ગુરુદત્તના સમાગમનો પ્રભાવ મુંશીરામજીને આર્યસમાજ તરફ ખેંચવામાં લોહચુંબકનું કામ કરી રહ્યો હતો. સમાજના સમાગમથી શિવદેવીએ પતિના ધાર્મિક વિચારોમાં ભાગ લઈ પુત્રીને શીખવવાનું પણ શરૂ કરી દીધું હતું. મુંશીરામજીએ પરદાનો રિવાજ તોડીને પત્ની તથા બાલિકા સાથે ભ્રમણ કરવાનો રિવાજ ચાલુ કર્યો હતો.

જાલંધરમાં ત્યાંના ડેપ્યુટી કમીસ્નર કર્નલ હારકોર્ટ સાથે મુંશીરામજીને ધાર્મિક બાબતો પર ચર્ચા થવા લાગી. કર્નલ સાહેબ આસ્તિક હતા.

કર્નલ—મુંશીરામજી ! તમે શું આર્યસમાજી છો ? તમે તો ધાર્મિક પુરુષ છો એટલે કદી પણ આર્યસમાજી થઇ શકોજ નહિ.

મુંશીરામ—હું કેવળ આર્યસમાજી નથી પણ આર્યસમાજનો પ્રમુખ છું.

કર્નલ—અરર ! આર્યસમાજ તો પોલીટીકલ સંસ્થા છે.

મુંશીરામ—કર્નલ સાહેબ ! આર્યસમાજ આર્યો એટલે શ્રેષ્ઠ પુરુષોની સંસ્થા છે. અને એ સંસ્થાના સભ્યો બીજાઓને શ્રેષ્ઠ બનાવવા માગે છે. આથી એક વખત એવો આવશે કે જ્યારે આર્યોથી નીચી કક્ષાના લોકોને રાજ્ય કરવું અશક્ય થઇ પડશે.

કર્નલ—Then there will be no justification for us to stay here.

ત્યારે તો અંગ્રેજોને (અમારે) આ દેશમાં થોભવું વાજબી નહિ થઈ પડે. જો હિંદીઓ અમારા કરતાં શ્રેષ્ઠ બની જશે તો અમારે અમારા બિસ્તરા લઇને ઇંગ્લંડ ચાલ્યા જવું પડશે.

## ( ૧૫ )
## પારસીઓ માટે ઉંચો મત.

સંવત્ ૧૯૪૪ના અરસામાં મુંશીરામજી મુંબઇ આવ્યા હતા. તેમના સાળા રાયજાદા ભક્તરામજી બેરિસ્ટર થવાને ઈંગ્લંડ જતા હતા. મુંબઇના કેટલાક પારસીઓએ તેમને ખાણું આપ્યું. ખાણું આપનાર પારસી ગૃહસ્થે Banjo વગાડવું શરૂ કર્યું અને તેમની ધર્મપત્નીએ એક અંગ્રેજી ગીત ગાવા માંડયું.

મુંશીરામ—કંઇક સ્વદેશી ગાઓ, બેન.

તેમની વિનતિનો સ્વીકાર થયો અને ગુજરાતી ગીત શરૂ થયું.

મુંશીરામ—બેન, મારૂં કહેવું તમે સમજ્યાં નહિ. હું તો પારસી ભાષામાં ગીત ગાવાનું તમને કહેતો હતો. કારણ કે પારસીઓની ભાષા પણ પારસી હોવી જોઇએ ને ?

પારસી ગૃહસ્થ:—"અમે દેશ વગરના હતા અને તેવે વખતે જે હિંદે અમને આશરો આપ્યો તે અમારો દેશ છે. અમે હિંદુ છિયે અને અમારી માતૃભાષા ગુજરાતી છે, પારસી નહિ."

પારસી પ્રજાની વૃત્તિથી મુંશીરામના મન પર ઉંડી છાપ પડી હતી. જીવન દરમ્યાન તેમણે પારસી મતનો ખૂબ અભ્યાસ કર્યો. તેઓ કહેતા હતા કે "વૈદિકધર્મની સાથે કોઈ પણ ધર્મની સૌથી વધુ સમાનતા હોય તો તે પારસી ધર્મ છે.." એ સંબંધી એક પુસ્તક પણ એમણે લખ્યું છે.

## ( ૧૬ )
## જાલંધર કન્યામહાવિદ્યાલયનું બીજારોપણ

તાલવનમાં ઇ. સ. ૧૮૮૮માં કન્યાપાઠશાળા મુંશીરામજીએ ખોલી, પણ અધ્યાપિકાની ગેરહાજરીમાં તે બંધ પડી. જાલંધરમાં વકીલાત દરમ્યાન તેમની પુત્રી વેદકુમારી એક મિશન સ્કૂલમાં

ભણવા જતી હતી. એક દિવસે તે બાલિકા દોડતી આવીને પિતાને વળગીને બોલવા લાગી

એક વાર ઇસા, ઇસા, બોલ;
તેરા કયા લગેગા મોલ

મુંશીરામ ચોંકી ઉઠયા ! આર્યજાતિની પુત્રીને આ શિક્ષણ છાજે ! તેમણે નિશ્ચય કર્યો અને તે પરથી જાલંધર કન્યામહાવિદ્યાલયનું બીજારોપણ થયું.

## સદ્ધર્મપ્રચારકનો જન્મ

ધર્મનું પ્રચારકાર્ય તો ચાલુજ હતુ. તેમણે ધાર્મિક પુસ્તકો પણ બહાર પાડયાં. પણ આર્યસમાજનું કોઇ સમાચાર પત્ર ન હોવાથી સને ૧૮૮૭ના એપ્રિલ માસમાં તેમણે "સદ્ધર્મ–પ્રચારક" નામનું સાપ્તાહિક ઉર્દુ ભાષામાં કાઢ્યું. પાછળથી ઇ. સ. ૧૯૦૮માં એ પત્ર હિંદમાં નીકળવા માંડયું હતું. એ દ્વારા ધર્મ–પ્રચાર સિવાય હિંદી ભાષાના પ્રચારમાં ઘણી સહાયતા મળી. હજારો પંજાબીઓ આ પત્ર દ્વારાજ સંસ્કૃત મિશ્રિત હિંદી શીખી શકયા. આ પત્રે આર્યજગત અને વૈદિકધર્મની ઘણી અમૂલ્ય સેવા બજાવી છે. સદાચાર અને ધાર્મિક વિચારો ફેલાવવામાં જબરો ફાળો આપ્યો છે.

## માતાની માફક વર્તો

આજ વર્ષોમાં શિક્ષાસમિતિના પ્રેસીડન્ટ સર ચાર્લ્સ એચીસન સાથે મુંશીરામજીને વાતચીત થઇ હતી જે વખતે તેમણે ફીના વધારાનો વિષય છેડયો હતો.

સર ચાર્લ્સ—હું ફી વધારવાના પક્ષનો છું. જો સરકાર પોતાની રૈયતના ભોજન વગેરેની સગવડ ન કરી શકે તો કેળવણીનો પ્રબન્ધ ફી વગર કરવો એ યુક્તિપૂર્વકનું કામ ન કહેવાય.

મુંશીરામ—ભોજન મેળવી લેવાની વૃત્તિ મનુષ્યમાં સાહજિક છે. પણ શિક્ષણને માટે તેમને મદદ આપવાની જરૂર છેજ. માટે

આત્માની માફક અંગ્રેજ સરકારે લોકોને શિક્ષણ માટે ઉત્સાહિત કરવા જોઇએ.

( ૧૭ )

## શિક્ષકની શ્રેષ્ઠતા.

પંડિત ગુરુદત્તજી ચારપાઇ પર બીમાર અવસ્થામાં પડયા છે. સંન્યાસી મંડળ પણ વીંટળાઇને બેઠું છે. પંડિતજીની પલંગડીની પાટી પકડીને તેમના શિષ્ય સ્વ્ગત રામભજદત્ત ચૌધરી બેઠા છે. ગુરુ શિષ્યમા ગોઠડી થઈ રહી છે. એટલામાં મુંશીરામ ત્યાં જઇ પહોંચેછે.

ગુરુદત્તજી—મુંશીરામજી ! આમ પધારો.

મુશીરામજી—શી આજ્ઞા છે ?

ગુરુદત્તજી—સાચું કહેજો. વકીલાત કરનાર પુણ્યાત્મા (Conscientious) રહી શકે છે ?

મુશીરામ—મારો અનુભવ કહે છે કે નથી રહી શકતો.

ગુરુદત્તજી—જુઓ રામભજદત્ત ! જેનો તમે દાખલો આપી રહ્યા હતા તેજ વ્યક્તિ કહે છે કે "**ધાર્મિક મનુષ્ય માટે વકીલાતનો ધંધો નથી** માટે તમે સાચા શિક્ષક બનો અને હજારો યુવકોને સદાચારી બનાવો." જો ગુરુદત્ત જીવ્યા હોત તો સ્વ. રામભજદત્ત ચૌધરી ભારતના એક સાચા શિક્ષક બન્યા હોત. મુંશીરામ તો મુનિવર ગુરુદત્તનું ઋણ ઉતારવા સાચા શિક્ષક બન્યા. ગુરુકુલના હજારો યુવકોને સદાચારને માર્ગે વાળીને આચાર્યપદ તેમણે મેળવ્યું ને બૃહસ્પતિ નામને સાર્થક કર્યું.

( ૧૮ )

## ધર્મપત્નીનું મૃત્યુ

મુંશીરામજીની ધર્મપત્ની શિવદેવી મૃત્યુ શૈયાપર સૂતી છે. ઇ સ. ૧૮૯૧ના ઓગષ્ટ માસની ૨૮મી તારીખ છે. શિવદેવી પતિને પ્રણામ કરી ઇશ્વરનું ॐ નામ લઇને સંસાર યાત્રા પૂરી કરે છે.

એ દિવસે સવારે એક પત્ર લખીને પતિને આપે છે-"બાબુજી ! હું જાઉં છું. તમને તો મારા કરતાં વધુ રૂપવતી અને બુદ્ધિમતી બીજી સેવિકા મળશે. પણ આ બાળકોને કદી ભૂલી ન જતા. મારા અન્તિમ પ્રણામ સ્વીકારજો."

શિવદેવીનાં વાકયો મુંશીરામજીના અંતઃકરણમાં કોતરાઇ ગયાં શબ્દસંદેશે મુંશીરામજીની અંદર માતૃભાવનો સંચાર કર્યો તેમને શિરે માતા પિતા અને આચાર્ય એમ ત્રણેની ફરજો બજાવવાની આવી પહોંચી. હરિદ્વાર ગુરુકુલની સ્થાપનાનું બીજારોપણ આ ઘડીએ થયું. ગૃહસ્થજીવન પૂરૂં થયું અને વાનપ્રસ્થજીવનની જ્યોતિ પ્રકટી.

---

# વાનપ્રસ્થાશ્રમ.

## ગુરુકુલ શિક્ષાપ્રણાલિનો પુનરુદ્ધાર.

### મહાત્મા મુંશીરામ

### (૧)

ઇ. સ. ૧૮૯૯ પહેલાંજ આર્યસમાજ દુર્ભાગ્યે આંતરવિગ્રહ શરૂ થઇ ચૂકયો હતો. કૉલેજ પાર્ટીના નેતા લાલા હંસરાજજી અને ગુરુકુલ પાર્ટીના અગ્રણી લાલા મુંશીરામજી હતા. નાના મોટા ઘણા મતભેદો છતાં બંને વ્યકિતઓ, અને તેમની પાર્ટીઓ કેળવણીની દિશામાં સારા પ્રયત્નો કરી રહી હતી. હંસરાજજી દયાનંદ એંગ્લો વૈદિક કૉલેજની મારફત એટલે કે અંગ્રેજી ભાષાના શિક્ષણ મારફત વૈદિક ધર્મના પ્રચાર માટે યત્ન કરવા લાગ્યા. મુંશીરામજીને તે દિશા ઠીક ન જણાઇ. તેમણે ગુરુકુલ શિક્ષાપ્રણાલિના પુનરુદ્ધાર તરફ નજર ફેરવી.

પાશ્ચાત્ય પ્રજાએ પોતાનો પૂરેપૂરો કાબૂ હિંદ પર જમાવવા માટે હિંદના બાળ તથા યુવાનોને તેવું શિક્ષણ આપવા યંત્રવત્ બનાવે

વું શિક્ષણ આપવા માંડયું છે એ વાત ઋષિ દયાનંદની આર્ષ નજરે જણાતાં તેમણે આર્યસમાજના હાથમાં હિંદના રક્ષણની ચાવી મૂકતાં જણાવી દીધું હતું કે ગુરુકુલ શિક્ષાપ્રણાલિજ આર્યાવર્ત માટે સર્વ શ્રેષ્ઠ છે મહર્ષિએ આર્ષ ગ્રંથોની ચુંટણી, મન્તવ્યામન્તવ્યોની વર્ગણી અને પાઠયક્રમ વગેરેની સામગ્રી, આર્યસમાજ પાસે મૂકી દીધી હતી. હિંદુ જાતિની નૌકાને પ્રાચીનતા તરફ જવાનો ધ્રુવતારક પણ બનાવી દીધો હતો. આર્યોમાં અસ્મિતાનું ભાન અને વેદધર્મનું અભિમાન જાગ્રત કર્યું હતું. આવી ઉજ્વલ સામગ્રી, સાથેની આર્યસમાજ હિંદમાં અસ્તિત્વ ધરાવતી હોવા છતાં વિદેશીઓની કેળવણીનો રસ આર્યોના બાલક-બાલિકાઓ પીએ એ વિચાર લાલા મુંશીરામજીને ન ગમ્યો. તેથી તેમણે આર્યસમાજની વિશાળ સામગ્રીનો ઉપયોગ કરી નવીન ભારતની સ્વતંત્ર પ્રજા ઘડવા માટે કમર કસી. આચાર્ય દયાનંદની પ્રેરણાને જીવનમાં વણી લઇને, પંડિત ગુરુદત્તે દીધેલા આદર્શ શિક્ષક બનવાના સંદેશાને હૃદયમાં ધારીને, એમણે એ બંનેનું દેવું પતાવવા માટે એક અપૂર્વ ધાર્મિક તથા રાષ્ટ્રીય શિક્ષણ આપનારી ગુરુકુલ નામની સંસ્થા સ્થાપવાનો નિશ્ચય કર્યો. વકીલાતના ધીકતા ધંધાને છોડી દઇને ભારતની અમૃત સંજીવન બૂટીને વાવવાને મહાત્મા મુંશીરામજી તૈયાર થયા. પ્રયોગ અદ્દભૂત હતો. એને માટે સરકારનો આશ્રય લેવાના વિચારનો મહાત્માજીએ સ્વીકાર ન કર્યો. આ પ્રયોગ નવીન હોવાથી સરકારને તેની સફળતાની ખાતરી આપતાં પૂર્વે ગ્રાંટ માંગવી અને લેવી તેમને વાજબી ન લાગી, અને સ્વાશ્રયનો પ્રજાકીય ગુણ કેળવવાની તક લીધી. જો કે એ સંસ્થાને હાથ કરવાને ગ્રાંટ તરીકે એક લાખ રૂપીઆ અને અંજનાનું જંગલ આપવાને સરકારે ઇચ્છા બતાવી હતી પણ દૂરદર્શી મહાત્માએ તેનો સ્વીકાર નજ કર્યો.

(૨)

## ગુરુકુલ માટે અલખ.

તે સાચો પાગલ હતો. તેને દુનીયાની જરા પણ પરવાહ ન હતી. લોકો તેને સત્તરમા સૈકાનો કહેતા. તે પોતે પોતાને હજારો

વર્ષ જુનો માનવાને ખુશી હતો. લુધિયાનાની એક મોટી દુકાન આગળ આવીને તેણે અલખ જગાવી. તે એકલો હતો. કપડાં પર ધૂળ પડી હતી. પગ ઉઘાડા હતા. માથા અને દાઢીના વાળ વધી ગયા હતા. દુકાનદાર તેને બીજી કોઈ દુકાને જવાનું કહે તે પૂર્વે તેની જ્યોતિર્મય આંખોમાંની દિવ્ય તેજથી તે દુકાનદાર અંજાઇ ગયો અને તેણે ચુપકાથી દસ રૂપીયા ઝોળીમાં નાંખ્યા. 'ઇશ્વર તુમારા કલ્યાણ કરે'ના આશીર્વાદ દઇને તે અલખ જગાવનાર વળી બીજી દુકાને જઇને ઉભો રહ્યો.

વાચક! આ અલખ જગાવનાર બીજા કોઇ નહિ પણ મહાત્મા મુંશીરામ હતા. ઇ. સ. ૧૯૦૦ માં ગુરુકુલ સ્થાપના માટે રૂા. ૩૦૦૦૦ (ત્રીસ હજાર) એકઠા કરવાની પ્રતિજ્ઞા લઇને નીકળી પડયા હતા. એ વખતે કેટલાયે સજ્જનો તેમના ગુરુકુલની અજબ યોજના સાંભળીને તેમની મશ્કરી કરતા હતા. પણ તે ધીર વ્યક્તિએ છ મહિનામાં પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી દ્રવ્ય એકઠું કર્યું. પણ ગુરુકુલને યોગ્ય એકાંત અને શાંત સ્થાનની જરૂર હતી. પરમેશ્વરે મદદ કરી. જાગીરદાર મુંશી અમનસિંહજીએ હિમાલયની તળેટીમાં, હરિદ્વાર પાસે, પુણ્યમયી ગંગાના સાથ પ્રવાહથી વીંટળાયેલું કાંગડી નામનું ગામ અને ૮,૦૦૦ રોકડ નાણું મહાત્માજીને ચરણે ધર્યું. પછી તો હિંસ્ર પશુઓ અને ધાચ ઝાડી વાળા એ અરણ્યની જમીન સાફ થવા માંડી અને ઝુંપડીઓ નખાવા લાગી. આચાર્ય મુંશીરામજી ઘરનો ત્યાગ કરીને ૫૩ બ્રહ્મચારીઓને લઇ સંવત ૧૯૫૮ના ફાગણ વદ ૧૪ (તા. ૮-૨-૧૯૦૨) ને રોજ સાંજના ૪ વાગે કાંગડી ગામમાં જઇ પહોંચ્યા. મહાત્માજીએ રૂા. ૮૦૦૦ની કિંમતનું પોતાનું પ્રેસ અને પોતાના બે પુત્રો હરિશ્ચંદ્ર અને ઇન્દ્રચંદ્ર ગુરુકુલને ભેટ ધર્યા. તે બાદ ઇ. સ. ૧૯૧૧ની ૧૬મી એપ્રીલ ગુરુકુલના નવમા ઉત્સવ વખતે રૂા. ૨૦૦૦૦ની કિંમતનો જાલંધરવાળો બંગલો, બાગ વગેરે પણ અર્પણ કરીને સર્વમેધયજ્ઞ કરી નવો ભિક્ષુક વાનપ્રસ્થી બન્યા અને સાથે સાથે તેમણે ગુરુકુલના મૂળ સ્થિર કીધાં.

## ( ૩ )

## બાળકોના રક્ષક મુંશીરામ.

ચોમાસાના છેલ્લા દિવસો છે. કૃષ્ણપક્ષની ઘોર અંધારી રાત છે. જરા જરા છાંટા પડી રહ્યા છે. ચારે દિશાએ ધુમસ છવાઇ ગયું છે. પતરાનાં છાપરા પર વરસાદની છાંટીઓ પડવાથી મીઠી ઉંઘ લાવનાર મર્મધ્વનિ થઇ રહ્યા છે. આ ઝુંપડીમાં કેટલાક બાળકો કામળામાં ભરાઇને સૂઇ રહ્યા છે. ઓરડાને એક નાકે એક ભવ્ય મૂર્તિ ઉભી છે તેના ડાબા હાથમાં એક ફાનસ છે. જમણા ખભા પર પીતરંગનો દુપટ્ટો છે ઠંડી હવાના તેના દાઢીના સુંદર વાળો હાલી રહ્યા છે. તેની વિશાળ આંખોમા પ્રેમ, શાંતિ અને ચિન્તાનાં નીર વહી રહ્યાં છે. મધરાત વીતી ગઇ છે. પણ તેની આંખમાં ઉંઘ નથી. પાસેના જંગલમાં શિયાળ બોલી રહ્યા છે અને વચ્ચ વચ્ચે દીપડાઓનો અવાજ સંભળાય છે. તે રક્ષક આમ તેમ જુએ છે અને ફરી પાછાં પેલા ઉંઘતા બાળકો તરફ મીંટ માંડે છે. વરસાદનો વખત છે. જંગલ હમણાંજ કાપીને સાફ કર્યું છે. આજુબાજુથી સાપ નીકળીને બાળકો સૂતેલા છે ત્યાં આવવાને પ્રયત્ન કરી રહ્યા છે. આ ભવ્યમૂર્તિ ખભા પર બંદુક નાખીને જંગલી જનાવરો અને ઝેરી સાપોથી એ કુમળા બાળકોની રક્ષા કરી રહી છે. આ રક્ષક તે મહાત્મા મુશીરામ !

## ( ૪ )

સાત વર્ષની કુમળી વયના બાળકોને બ્રહ્મચર્યની દીક્ષા આપી, લંગોટ, પીત વસ્ત્ર અને દંડ સજાવી વૈદિકધર્મ, સંસ્કૃત ભાષા અને બીજી ઉપયોગી વિદ્યાઓનું શિક્ષણ એ ગુરુકુળમાં આપવાનું શરૂ થયું. ધન્ય છે એ આર્ય દેવીઓને કે જેમણે ગભરૂ જેવા બાળકોને એ આત્માને ચરણે ધર્યા. એ નિર્જન અરણ્યમાં અલખ ધૂણી જગાવનાર એ વિભૂતિની હિંમત અને જવાબદારીને પણ ધન્ય છે કે એવા બાળકોના પિતા, માતા, આચાર્ય, રક્ષક આદિની ફરજો બજા-

વવાનું કાર્ય તેણે ઉપાડયું પ્રેમ, સહનશીલતા, કુનેહ, દીર્ઘદૃષ્ટિ અને અખંડ તપના બળ વડે તેમણે અદ્દભુત પ્રયોગ શરૂ કર્યો. પોતાના હરિશ્ચંદ્ર અને ઇન્દ્રચંદ્ર નામના બે બાળકોને તો કયારનાયે એ ધર્મ વેદિ પર ચઢાવી દીધા હતા. પ્રયોગનો મુખ્ય ઉદ્દેશ બ્રહ્મચર્ય, જાતિ-રક્ષા અને ધર્મ ઉદ્ધાર હતો. તેને માટે કકડતી ટાઢમાં હિમ જેવા પાણીમાં સ્નાન, ઉઘાડે પગે અને ખુલ્લે શિરે ફરવું, ગંગાના પ્રવાહમાંથી નીકળી આવેલા પત્થરો પર ચાખડીએ ચઢીને દોડવું, સામે ઘુઘવાતા જંગલના વ્યાઘ્રોના આક્રમણને હઠાવવા બળ મેળવવું, સવારના ચાર વાગે ઉઠી સ્નાન, સંધ્યા અને હવન કરીને અભ્યાસ કરવો, જાતજાતના વ્યાયામો કરવા અને પટાબાજી રમવી, પહાડોની ખીણોની મુલાકાત લેવી, ગંગાનદીના વિશાળ પટ તરીને ઓળંગવા, નદીના પ્રવાહ પર પુલ અને બંધ બાંધવા—આવા આવા અસંખ્ય પ્રયોગો શરૂ થયા. બ્રહ્મચર્યપાલન ૨૫ વર્ષ સુધી અસ્ખલિત રીતે થાય તે હેતુથી સ્ત્રીઓને માટે એ આશ્રમમાં તદ્દન પ્રતિબંધ મૂકાયો. એક કુટુંબના સમજુ વડીલને ઘરની જેટલી ચિંતા હોય છે તેની કલ્પના કરી લેવાથી આ મહાત્મા પરની ચિંતા અને જવાબદારીની કલ્પના કાંઇક અંશે આવી શકશે. લોર્ડ ચેમ્સફર્ડ, સર જેમ્સ મેસ્ટન, લોર્ડ ઇસ્લીંગ્ટન, માઇકલ સેડલર, સી. એફ. એંડ્રૂસ જેવા સરકારના મોટા મોટા અધિકારીઓ અને યૂરોપ અમેરિકાના વિદ્વાનો તથા શિક્ષણશાસ્ત્રીઓએ આ અનેરો પ્રયોગ જોયો અને દિગ્મૂઢ થયા. આજે કેટલાક વર્ષોથી એ પ્રયોગ સફળ થયો છે. ગુરુકુલમાંથી તપસ્વી બ્રાહ્મણ, ક્ષાત્રધર્મા ક્ષત્રીઓ, પ્રામાણિક વૈશ્ય અને સેવાધર્મી શૂદ્રો પાકયા છે. યોગમાં અણિમા લઘિમાની વિભૂતિ પ્રાપ્ત કરનાર, હૃદયના ધબકારાને જીવતી હાલતમાં બંધ પાડનાર અને રાજ્યકાર્યમાં કુશળ એવા સ્ના-તકો અહિં જન્મ્યા છે. સ્વતંત્રતાનો પ્રાણવાયુ લેનાર એ ભડવીરો વર્ણાશ્રમ ધર્મની રક્ષાના ઉદ્દેશથી, મરતી હિંદુ જાતિને જીવાડવાના મંત્ર સાથે જે વખતે હજારોની સંખ્યામાં હિંદમાં ઉતરી પડશે તે વખતે જગત જોઇ રહેશે! તે વખતે હિંદુ સમાજની રાષ્ટ્રની આખા

ભારતની નસોમાં નવીન ચેતનાશક્તિ વ્યાપી જશે ! તે વખતે હાલના રાજકીય અને ધાર્મિક નેતાઓ પોતપોતાના ક્ષેત્રની લગામ આ સ્નાતકોને સોંપીને નિવૃત્ત થઇ શકશે.

(૫)

## ગુરુકુલના ઉત્સવનું દશ્ય.

સને ૧૯૦૭ની કોંગ્રેસમાં મહાત્મા મુંશીરામજી સુરત આવ્યા હતા ત્યારે તેમણે સુરત આર્યસમાજ મંદીર ફંડમાં પોતાનો દાની હાથ પહેલો લંબાવી ફંડની શરૂઆત કરી આપી સમાજ ચાલુ કરી હતી અને ગુજરાતમાંથી બે બાળકોને પહેલવહેલા ગુરુકુલમાં દાખલ કર્યા હતા. (એક સુરતમાંથી આ પુસ્તિકાના લેખક, અને બીજા વલસાડના હતા.)

એ ઉત્સવોની જાહોજલાલી તો જેણે જોઇ હોય તેજ જાણે. મહાત્માની વાણીએ બ્રહ્મચારીઓની ઝોળી છલાછલ ભરાઇ જાય. લાખો યાત્રાળુઓથી ગુરુકુલમાં માનવદરીયો ઉભરાય. તેમ છતાં આખા ગુરુકુલમાં એક પણ સરકારી પોલિસની મદદ ન લેવાય. ઉત્સવમાં રામરાજ્ય થઈ રહે. નાનો રૂમાલ સુદ્ધાં ખોવાયલો મળી આવે. ઉપનયન સંસ્કાર અને સમાવર્તન સંસ્કારનાં દશ્યો, મહાત્માજીના આશીર્વાદાત્મક વચનોના પડઘા, હજીએ આર્યોનાં અંતઃકરણોમાં રણુકી રહ્યા છે.

સાતમો વાર્ષિક ઉત્સવ ઉજવાય છે. ૭૦-૭૫ હજાર માણુસોનો ત્રણ દિવસ માટે મેળો ભરાયો છે. મોટા જમીનદારો, વકીલો, ડાકટરો અને પંડિતો બિસ્તરા ખાંધે નાંખી ગંગાની ધારાઓ અને પત્થરની ભેખડો વટાવતા ત્રણ માઇલ કાપીને હરદ્વારને સામે કિનારે હિમાલયની તલેટીના જંગલમાં એકઠા થઇ રહ્યા છે. સ્ત્રી અને બાળકોજ ફક્ત ગાડામાં બેસીને આવી શકે છે. એટલી મનુષ્યમેદની છતાં એક પણ પોલિસ નથી. ઇલાકાવાર તંબુઓની છાવણી નાંખી જોઇતી સાદી સગવડોવાળી આર્ય નગરી બનાવી દીધી છે. તમાકુ, પાન, બીડી, ચાહ વગેરે કોઇ

પણ વ્યસનની ચીજ ત્યાં વેચાતી નથી. કોઇ પણ અશ્લીલ વાર્તા કે આચરણ બગાડે તેવું પુસ્તક મળતું નથી. ખાવાપીવામાં અભિન્ન હૃદયથી સૌ જોડાય છે. જંગલમાં અગવડ છતાં સાદાઇવાળી મંગળમયી નગરી વસી ગઇ છે. સ્વયંસેવકો રાતદિવસ સેવા કરી રહ્યા છે. સવારમાં ૪ વાગે ઉઠી બ્રહ્મચારી–વિદ્યાર્થીઓ સ્નાન, વ્યાયામ, સંધ્યા આદિ કરે છે. તો યાત્રાળુઓ નદી કાંઠે સવારે ૫ વાગે જઇ સ્નાન, સંધ્યા ને હવન કરવા બેસી ગયા છે. એ દશ્ય પ્રાચીન ઋષિમુનીના યુગનું દર્શન કરાવે છે. કોઇ જુઠું બોલતું નથી. ચોરીનું નામ નથી. કોઈનું કંઇ પડી જાય છે તો બીજે દિવસે મુકરર સ્થળેથી તે મળી આવે છે. એક બદમાસ દ્વેષથી કેમ્પમાં આગ મૂકવા આવેલો અને બીજા ત્રણ વેષધારી મુસ્લીમો ચોરી કરવા આવેલા તેમને ચતુર સ્વયંસેવકો પકડે છે. તેમને મહાત્માજી અસરકારક ઉપદેશ આપી, એ ધંધો ફરી ન કરવાની પ્રતિજ્ઞા લેવડાવી પોતાની હદની બહાર મોકલાવી દે છે!!

લાલા અજીતસિંહ જેવા દેશનેતા, વ્યાસપીઠ પર બુટ નહિ લઈ જવાના નિયમનું ઉલ્લંઘન કરતાંજ મહાત્માજી તમને દૃઢતાથી સવિનય ઉતરી જવા કહે છે ને તેઓ સભા છોડીને ચાલ્યા જાય છે. આખો દિવસ અને રાતના ૧૧ વાગતા સુધી સતત ઉપદેશો, ભજનો અને વ્યાખ્યાનોનો કાર્યક્રમ રખાય છે. ઘડીની ફુરસદ નથી. લોકો કેમ્પમાં સામાન ઉઘાડો મૂકી બહાર ફરીને સર્વ વ્યવહાર કરે છે, પણ પાઇની પણ વસ્તુ કોઈની જતી નથી સૌ વિનયથી એક બીજાને "નમસ્તે" કરે છે. ઉંચનીચનો ભેદ નથી. પ્રેમથી એક બીજાને મદદ કરે છે. કોઇ નાતજાત કે ધંધો પૂછતું નથી. સઘળે ભ્રાતૃભાવ પ્રસર્યો છે. લગભગ વીસ હજાર સ્ત્રીઓ પણ એ યાત્રામાં સામેલ છે. તેમને માટે સ્નાન કરવાનો ઘાટ ખાસ જુદો રાખ્યો છે. પણ સૌ વિનાસંકોચે સઘળે સ્થળે ફરે હરે છે અને સૌ એ માતૃશક્તિને માનની નજરે જુએ છે દરરોજ ૫–૭ છોકરાં મેદિનીમાં ખોવાય છે પણ તેમને વ્યાખ્યાન પીઠપર ઉભાં કરવામાં આવતાંજ તે ઠેકાણે પડે છે. કોઇ

કદાચ એકાએક માંદુ થાય છે તો દવા અને વૈદનો સર્વ પ્રબંધ દરેક છાવણી આગળ હોય છે. ખરે! આ તો સત્યયુગનીજ ઝાંખી!

( ૬ )

## ધનસંગ્રહનું દૃશ્ય.

મહાત્માજી પ્રચંડ સભામાં ઉભા રહી બુલંદ અવાજે ગુરુકુલની રક્ષા માટે આત્મત્યાગી આત્માઓની માગણી કરે છે. ધન તો વિસાતમાં નથી. તેઓશ્રી કહે છે કે "હિંદુસ્તાન કે પ્રત્યેક કોનેમેં ગુરુકુલકે લિયે ધનકી થેલિયાં ખુલ્લા મૂંહ કરકે પુકાર રહી હૈં. પરંતુ જાકર લે આનેવાલે પવિત્ર આત્મા નહીં હૈ. મુઝે સચ્ચે આત્માઓંકી આવશ્યકતા હૈ." એવામાં ત્રણ સંન્યાસી ઉભા થઇને પોતે ગુરુકુલને જીવન અર્પણ કર્યાનું કહે છે કે તુર્તજ મહાત્માજી ઉત્તર વાળે છે કે "આ પ્રચંડ મેદનીમાં ઉભા થઈ કીર્તિ મેળવવા ખાતર જે સાધુઓએ જીવન અર્પણ કરવા કહ્યું તેઓ માગ ભાઇ છે. પણ અહીં મફતની રોટી ખાઇ પડી રહેવા ખાતર આવવાનું નથી. તેમણે પોતાના રક્તથી ગુરુકુલ વૃક્ષને સિંચવાનું છે, તેમ હોય તોજ આવવું."!

ગુરુકુલ માટે મહાત્માજી ધનસંગ્રહની હૃદયભેદક અપીલ કરે છે. તેજ વેળા સ્વયંસેવકો ડોલો લઇને ફરે છે. સ્ત્રીઓ પોતાનાં નાક કાનેથી ને હાથ ગળેથી ઘરેણાં ઉતારી ડોલમાં નાંખે છે, અને પુરુષો પાસે ન હોય તો ઉછીના લઇને પણ ડોલમાં નાંખે છે. ડોલો ભરાઇ ભરાઇને ઢગલો થતો જાય છે. રોકડ અને કણુલાતનું મળીને એ રીતે દર વર્ષે બે અઢી લાખનું દાન મહાત્માજીના એકજ છેલ્લા દિવસના એક કલાકના ઉપદેશથી એકઠું થઇ જાય છે.

( ૭ )

## બાળકના મનપર પ્રભાવ.

મહાત્માજી પોતાની પ્રતિભા શક્તિના પ્રભાવથી નાના બાળકના મન અને આત્મા પર કેવી ઉંડી અસર કરતા હતા તેનો ખ્યાલ વાચકને આવે તે માટે એક પ્રસંગ રજુ કરું છું:–ઈ. સ. ૧૯૦૮માં

એક પિતા પોતાના પુત્રને મળવાને ગુરુકુલમાં જાય છે. એ બાળકને છ વર્ષની વયે એક વર્ષ ઉપર તેના પિતા ત્યાં મૂકી આવ્યા હતા. ગુરુકુલમાં જે સ્થળે બ્રહ્મચારીઓ રહે છે ત્યાં કોઈપણ સ્ત્રી જઇ શકતી નથી. પણ માતપિતા વગેરેને મળવા માટે બ્રહ્મચારીને અલગ એકાંત સ્થાનમાં અરધા કલાકનો વખત મળે છે. પેલા પિતા પોતાના પુત્રને મળવાને માટે તેને પોતાના ઉતારે લઇ જાય છે. ત્યાં નીચે મુજબ વાતચીત થાય છે. બાળક ગુજરાતી ભૂલીને આર્યભાષામાં ઉત્તર આપે છે.

પિતાઃ—બ્રહ્મચારી, તમે મને ઓળખો છો ?

બ્રહ્મ૦—નાજી.

પિતા—(આશ્ચર્યમાં પડે છે. હૃદય ભરાઇ આવે છે.) તમારા પિતાનું નામ શું ?

બ્રહ્મચારી બરાબર ઉત્તર આપે છે ને માતા બ્હેન વગેરેનાં નામ કહે છે. પિતાની આંખમાં ઝળઝળીઆં આવતાં પાસેના એક આર્ય સજ્જન ધૈર્ય આપે છે કે પ્રભુને ધન્યવાદ આપો કે એ તમને ભૂલી જાય છે એટલે હવે અભ્યાસમાંજ દત્તચિત્ત થશે ને એમજ થવું જોઇએ. પછી તે ઓળખાવે છે એટલે બ્રહ્મચારી પ્રણામ કરે છે ને પુનઃ વાત શરૂ થાય છે.

પિતા બ્રહ્મચારીના હાથમાં દંડ જોઈ તે વિષે અનેક પ્રશ્નો પૂછે છે તેના ઉત્તરમાં બ્રહ્મચારી કહે છે "હમ જંગલમેં યા પહાડપર ઘુમનેકે લિયે જાતે હૈં તબ કોઇ હિંસક પશુ યા કોઇ આતતાઇ મનુષ્ય હમારે પર આક્રમણ કરે તબ કિંવા હમ કભી ગઢેમેં ગિર જાય તબ યહ દંડ હમારી સહાય કરતા હૈ. પ્રભુને હમેં જો બલ દિયા હૈ ઉસકા હમ જરૂર ઉપયોગ કરેંગે. ઇસ બાહરી દંડસે ભી સત્યકા આંતરિક દંડ શ્રેષ્ઠ હૈ. સત્યકે પાલનસે કભી આત્મા ગિરતા નહીં હૈ. કિંતુ ઉસસે અપની રક્ષા અપને આપ હો જાતી હૈ."

પિતા—તમારા દૂર દેશ પડેલાં અમો તમને યાદ આવીએ છીએ કે ? તમારે ઘેર આવવું છે ? (ગુજરાતીમાં બ્રહ્મચારી સમજે છે પણ ઉત્તર આર્ય ભાષામાંજ આપી શકે છે )

બ્રહ્મ૦—યહાં સબ કુછ હૈ; ઘર આનેકી કોઈ આવશ્યકતા નહીં. વિદ્યા હમારી માતા, આચાર્યજી હમારે પિતા, ઔર સબ બ્રહ્મચારીગણ હમારે ભાઇ હૈ. આચાર્યજી ઔર અધિષ્ટાતાજીકી ગોદમેં હમ ખૂબ ખેલતે રહતે હૈં; ઔર યહાં ફલ, મેવા, દૂધ, ઘી, હલવા સબ કુછ મિલતા હૈ મુઝે ઘર યાદ નહીં આતા.

પિતા—બેટા ! હું આ તમારે માટે મિઠાઇ ને ફળ લાવ્યો છું તે તમ ખાશો ?

બ્રહ્મ૦—(ગળગળો થઇ જાય છે) પિતાજી ! ગુરુજીકી ઐસી કોઇ આજ્ઞા નહીં હૈ. આચાર્યજીકી આજ્ઞાકા ભંગ હોતા હો ઐસી આજ્ઞા આપ કૃપા કરકે મત દીજિએ. મૈં અકેલા કભી નહીં ખા સકતા. મેરે દો સો યહાં ભાઇ હૈ સબકો બાંટો તો ફિર મુઝેભી મિલ જાયગા. યદિ સબકો ન બાંટ સકો તો જાકર ભંડારમેં દે દીજિએ.

પિતા—કંઇજ નથી ખાતા તો લો આ એલચીદાણા ખાશો ?

બ્રહ્મ૦—હમારે સ્થાનકે સિવાય ઔર નિયત સમયકે સિવાય હમ કુછભી નહીં ખા સકતે.

પિતા—તમારે બીજું કંઇ જોઇએ છે ?

બ્રહ્મ૦—પિતાજી ! યહાં સબ કુછ મિલતા હૈ. મૈં સબકી સાથ ખેલતા હું. મુઝે અલગ ગેંદ યા કોઇભી ઔર વસ્તુ નહીં ચાહિએ.

આટલી વાત કરતાં અર્ધો કલાક થવા આવે છે એટલે બ્રહ્મચારી આળસ ખાય છે તેથી પિતા પૂછે છેઃ—કેમ આળસ મરડો છો ?

બ્રહ્મ૦—સમય પૂરા હુવા હૈ. મુઝે જાના ચાહિએ. નિરર્થક સમય ગુમાનેમેં આલસ્ય આતા હૈ ઔર ચૈન નહીં પડતા. પુનઃ મૈં કલ આપકો મિલૂંગા.

પિતા—તમે કાશી હિંદુ વિશ્વવિદ્યાલય વિષે અને આર્યસમાજના ઉદ્દેશો વિષે કંઇ જાણો છો ? બ્રહ્મ૦—મુઝે પતા નહીં હૈ !

પિતા૦—ત્યારે શું તમારે કોઇ વાતનું દુઃખ કે કંઇ કહેવાનું નથી?

બ્રહ્મ૦—યહાં સબ કુછ હૈ. કોઈ બાતકા સંકોચ યા ત્રુટિ નહીં હૈ.

પિતા૦—હવે તમારૂં સ્થાન જોવાને તમારાં માતાજી આવે અને તમે નહિં હો તો શી રીતે તેઓ જાણશે કે આ તમારૂં સ્થાન છે?

બ્રહ્મ૦—પ્રથમ શ્રેણિ કે અધિષ્ઠાતાજીકો પૂછે. મૈં મેરા નામ કાગજપર બડે અક્ષરોંસે લિખકર મેરી ખાટકે પાસ ટાંગ દૂંગા. ઉસસે પતા લગેગા.

બસ, કંઈપણ આપલે થયા વગર બ્રહ્મચારી છૂટા પડે છે.

(૮)

મહાત્માજીને ગુરુકુલના બ્રહ્મચારીઓના બ્રહ્મચર્ય પાલનની ઘણી કાળજી રહેતી હતી. તેઓ રાત્રિએ આખા ગુરુકુલમાં વારંવાર ફરી વળતા અને સૂતેલા બ્રહ્મચારીઓની હાલત તપાસી આવતા. કોઇ બાળક ઉંઘમાં બબડતો હોય, કોઇના શરીરપરનું ઓઢેલું ખસી ગયું હોય, કોઇ ખાટલા પરથી નીચે ગબડી પડયું હોય, તો તે સર્વને તેઓ સંભાળતા. ગુરુકુલના કામ માટે બહાર ગામ જતા તો ત્યાં તેમને એક રાત પણ રહેવું ગમતું નહિ. એમનો આત્મા તો ગુરુકુલના બાળકોમાંજ વળગી રહેતો ગુરુકુલના વિશાળ ચોગાનની વચ્ચે યજ્ઞમંડપ અને એની ચારે તરફ બ્રહ્મચારીઓના રહેવાના ઓરડાઓ છે. એ ચોગાનમાં એક ખૂણે માટી અને પથ્થરનો હિંદનો નકશો જમીનપર બ્રહ્મચારીઓએ બનાવેલો છે. ગવર્નર સર જેમ્સ મેસ્ટન ગુરુકુલની એકવાર મુલાકાતે આવ્યા ત્યારે તેમને આ નકશો બતાવતાં દિલ્હી તરફ આંગળી કરીને મહાત્માજીએ કહ્યું—"આ તમારી રાજધાની" સર જેમ્સ મેસ્ટને નકશામાં ગુરુકુલ બતાવીને કહ્યું:-'અને આ તમારી." તેમણે વધુમાં પૂછ્યું-"આ શ્વેત ધ્વજ કોનો?" મહાત્માજીએ જવાબ આપ્યો:-"એ તો સાર્વભૌમિકધર્મપ્રવર્તક મહર્ષિ દયાનંદની જન્મભૂમિ મોરબી છે." એ પછી એ અતિથિ ગુરુકુલમાં બધે ફર્યા.

રસોડામાં જતાં પૂર્વે તેમની પાસે બૂટ પણ ઉતરાવવામાં આવ્યા અને તુલસીની ચા પીવડાવવામાં આવી. આવા સુંદર બનાવો તો ગુરુકુલમાં કેટલીયે વાર બનતા. મહાત્માજીને આર્ય નગર બનાવવાની સુંદર ઇચ્છા હતી. તેઓ કહેતા કે વર્ણ અને આશ્રમ ધર્મ પાળનાર વૈદિકધર્મના ભક્તોનું એક નગર વસાવવું જોઇએ એ કલ્પના ફળી હોત તો સત્યયુગ સ્થપાયો હોત. જો કે ગુરુકુલો એક રીતે આર્ય નગરોજ હતાં અને છે. ગુરુકુલના સ્નાતકો જ્યાં વસશે ત્યાં આર્ય નગરજ વસાવશે. *

## ( ૯ )

## મહાત્માજીની પ્રવૃત્તિઓ.

મહાત્મા મુંશીરામજીની પ્રવૃત્તિ ચારે દિશાએ હતી ભાવિ પ્રજાના નિર્માણની સાથે એ યોગીવરની આંખો આખા હિંદ પર ફૂંકાતા પવનો પર પણ હતી. હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઇ ત્યારથી તેઓ હિંદની રાજકીય સ્થિતિનો અભ્યાસ કરીને જરૂર પડયે પોતાના વિચારો વૈદિકધર્મની સરાણ પર ઘસીને નિર્ભયપણે જાહેર કરતા ધારાસભાની કારકીર્દિને તેઓ એક ફારસ માનતા હતા. વરસમાં ચાર દિવસ ભેગા મળીને થોકબંધ ઠરાવો કરવાની કોંગ્રેસની પદ્ધતિ તેમને પસંદ ન હતી. માગવાથી હક મળે એ વાત તેઓને ગળે કદી ઉતરીજ નહતી. તેઓ સ્વાશ્રય, આત્મબળ અને બ્રહ્મચર્યમાં દૃઢ શ્રદ્ધા રાખતા હતા. જગતના દૂષિત વાતાવરણથી ગુરુકુલને અલગ રાખ્યા છતાં ભારતમાતાના સુપુત્રોને સંકટ આવી પડે તે વખતે ગુરુકુલના બ્રહ્મચારીઓ તે સંકટમાં પોતાનો ફાળો આપે એવી તેમણે કેટલીયે વાર ગોઠવણો કરી હતી. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ ફંડમાં ગાંધીજીને બ્રહ્મચારીઓએ એક મહિનો દૂધ ઘીનો ત્યાગ કરીને જે બચ્યું તે ભરી મોકલ્યું હતું. પાલીતાણાના અને નિજામ રાજ્યના

---

* ગુરુકુલ શિક્ષણ પ્રણાલિ વિશેના અભિપ્રાયો માટે પરિશિષ્ટમાં જુઓ.

જળવિપ્લવ વખતે બ્રહ્મચારીઓ કુમકે દોડયા હતા. ગત યુરોપીય મહાન વિગ્રહમાં સરકારના લશ્કરમાં ભરતી થવાને બ્રહ્મચારીઓ તૈયાર છે એવું હિંદી સરકારને તેમણે કહ્યું હતું. વર્ણાશ્રમધર્મની તેમને જબરી ધગશ હતી. તેઓ ગુણકર્માનુસાર વર્ણ માનતા હોવાથી તેમણે પોતાની પુત્રી અને સ્નાતક થએલા પુત્રોનાં લગ્ન, પોતાની જ્ઞાતિમાં ન કરતાં અન્ય જ્ઞાતિમાં કર્યાં હતાં. અંત્યજોદ્ધાર તો તેમના ખૂનના રજકણોમાં રમતો હતો. જે વખતે આખા હિંદમાં અંત્યજો પ્રત્યેનો ભેદભાવ ધુધવી રહ્યો હતો તે વખતે મહાત્માજી અંત્યજોને હજારોની સંખ્યામાં અપનાવી રહ્યા હતા. બંગભંગની હીલચાલ થઈ અને તેમાં પરદેશી કાપડનો બહિષ્કાર પોકારાયો તે પૂર્વે ગુરુકુલમાં સ્વદેશી વ્રત જાગ્રત હતુ. હિંદની યાત્રાએ આવનાર કોઇપણ પરદેશી મુસાફર, વિદ્વાન અભ્યાસી કે વિજ્ઞાનશાસ્ત્રીને માટે જોવા લાયક સ્થળોમાંનુ એક સ્થળ તે હરિદ્વાર ગુરુકુલ હતું. આથીજ દીનબંધુ સી. એફ એંડ્રૂઝે મ૦ ગાંધીજીને કહ્યું હતું કે તમે હિંદ જાઓ ત્યારે કવિવર ટાગોર, મહાત્મા મુંશીરામ અને પ્રિન્સિપાલ રુદ્રની મુલાકાત જરૂર લેજો ગુરુકુલની તેમની કારકીર્દિ એટલી ઉજ્વલ અને વિશાળ હતી કે તેનું વર્ણન કરવા અહિં જગા નથી. ગુરુકુલના હજારો બ્રહ્મચારીઓ દિવસમાં એકવાર પણ તેમને ચરણે હોંસથી જઇને માથું મૂકી આશીષ ન લઈ આવે ત્યાં સુધી તે બાળકોને સંતોષ ન્હોતો થતો. એમની ભવ્ય મૂર્તિ, પેગંબર સમો ધીર ગંભીર નાદ, સિંહની ચાલ, આજાનબાહુ. તીક્ષ્ણ નયનધારા, કુલને ખૂણે ખૂણે તેમની અવારનવાર હાજરીથી થતા વિદ્યુત્સમ ચમકારાઃ જીવનને આલ્હાદક અને કોઇપણ દર્શકને આકર્ષનાર હતાં. તેથીજ પાર્લામેન્ટના એક વખતના વડા પ્રધાન સર રેમ્સે મેકડોનલ્ડને તેમના પ્રતાપી દેહ-સૌન્દર્યમાં ઈસુ ખ્રિસ્તની કાંતિ ભાસી હતી, અને સેન્ટ પીટરની આકૃતિનું પ્રતિબિંબ જણાયું હતું. મહાત્માજીના કંઠમાંથી બુલંદ અવાજે નીકળતી પ્રાર્થના સાંભળીને સર મેકડોનલ્ડે કહ્યું હતું કે "આવી પ્રાર્થના મેં જિંદગીમાં કોઈ પણ વાર સાંભળી નથી. આ

અરણ્યવાસી આર્યો શાંતિથી વિભુને ભજી રહ્યા છે, તે પણ શું રાજદ્રોહ ગણાય !"

ખરેખર ! એમનામાં સત્યાગ્રહનું સર્વ ભોગે પૂર્ણરૂપે પાલન, સખત પરિશ્રમ, વિરોધી સાથે પણ ન્યાયોચિત વ્યવહાર, પોતાની ભૂલોનો સ્વીકાર, લગાતાર બુદ્ધિનેજ અપીલ કરી કરેલો આત્મનિર્ણયઃ એવી એવી અપ્રાકૃતિક શક્તિઓ હોવાથીજ તેમને "મહાત્માજી"નું પદ મળ્યું હતું. એક કામ કરતાં થાક લાગે તો તરતજ બીજું યોગ્ય કામ હાથપર લેવું એનું નામ આરામ, એવી એમની વિશ્રામની વ્યાખ્યા હતી.*

## પાર્લામેન્ટ રાતે કામ કરે છે ? !

### (૧૦)

સને ૧૯૦૪માં દિલ્હી ખાતે એક ખુલ્લા મેદાનમાં નંખાયલા મંડપમાં હજારો લોકોની મેદિની હતી. દીનબંધુ સી. એફ. એન્ડ્ર્યુઝ પણ એક સભામાં હાજર હતા. મહાત્મા મુંશીરામજીએ ભાષણમાં કહ્યું :—"પશ્ચિમના લોકો પાર્લામેન્ટમાં આખી રાત્રિ બેસીને કે મધ્યરાત્રિ પછી પણ ખાણાંના મેળાવડા અને નાચરંગ ચલાવીને રાત્રિને દિવસમાં કેવી રીતે ફેરવી નાખે છે, તે તો તમે જાણો છો ! પણ વૈદિકકાળમાં આર્ય સંસ્કૃતિ ખીલી હતી, ત્યારે આવી કુદરતની વિરૂદ્ધ અને કૃત્રિમ સ્થિતિમાં લોકો જીવન ગાળતા નહિ. તેઓ પ્રભાતમાં વહેલા ઉઠતા અને ઈશ્વર પ્રાર્થના કર્યા પછીજ દિવસનાં કાર્ય આરંભતા. સૂર્યાસ્ત પછી તરતજ દિવસનાં કાર્ય પુરાં કરી રાત્રિ શાંતિથી પસાર થાય તેને માટે પરમાત્માની પ્રાર્થના કરી તેના આશીર્વાદ માગતા હતા. ઈશ્વરી કાયદાને અનુસરીને કેવી રીતે જીવન ગાળવું તે આપણા આર્યપૂર્વજો સારી પેઠે જાણતા હતા; પણ આ અર્વાચીન યુગમાં બધી વસ્તુસ્થિતિ પલટાઈ ગઈ છે."

---

* સ્વામીજીના ગુણ અને લક્ષણોની પરીક્ષા માટે પરિશિષ્ટમાં જુઓ.

# ઘડપણમાં કસરત.

## (૧૧)

કાનપુર કોંગ્રેસમાં મહાત્મા મુન્શીરામજી પધાર્યા હતા. શ્રી. એ. ટી. ગિડવાનીની સાથે વાતચીત થતાં શ્રી ગિડવાનીજીએ પૂછ્યું:– "મહારાજ, આટલા ઘડપણમાં પણ આપનામાં આટલું બધુ બળ છે તેનું શું કારણુ ?

મહાત્મજીઃ-હું હંમેશ નિયમિત અને પ્રમાણુસર વ્યાયામ કરૂં છું. આગગાડીની મુસાફરી વખતે પણુ વ્યાયામ છોડતો નથી.

## (૧૨)

આર્યસમાજ અને ગુરુકુલની પ્રવૃત્તિઓ તરફ તે વખતે સરકારે શંકાની નજરે જોવા માંડયું. ઇ. સ ૧૯૦૭ માં આર્યસમાજને સરકાર રાજદ્રોહી સંસ્થા માનવા લાગી અને ગુરુકુલમાં છુપી પોલિસનાં માણસોને જુદે જુદે બ્હાને, જુદા જુદા વેષે મોકલ્યા. પણુ મહાત્માજી અડગ રહ્યા. પતિયાલામાં આર્યસમાજીઓને પકડી પકડીને ગોંધવા માંડયા. પંજાબના આર્યસમાજીઓમાં મતભેદને લીધે ઘણા સમયથી બે પક્ષ પડી ગયા હતા લાલા હંસરાજ તથા લાલા લજપતરાય કાલેજ પક્ષમાં હતા અને મહાત્મા મુન્શીરામજી (સ્વા. શ્રદ્ધાનંદજી) બીજા પક્ષમાં હતા. તેઓમાં મતભેદ ઘણોજ વધી ગયો હતો. ૧૯૦૭ માં જ્યારે સરકારે લાલા લજપતરાયને દેશનિકાલ કરી માંડલેમાં કેદ કર્યા, ત્યારે આર્ય સમાજનો કાલેજપક્ષ ગભરાઇ ગયો અને તેમણે લાલા લજપતરાયનો સાથ છોડી દીધો ! પરંતુ તે સમયે સ્વામીજીએ નિડરતાથી વૉયસરોયને એક ખુલ્લો પત્ર લખીને લાલા લજપતરાયનો પક્ષ લીધો. વળી તે સમયે સરકારી અધિકારીઓ આર્યસમાજ અને ગુરુકુલને રાજદ્રોહી સંસ્થા સમજતા હતા, અને સમાજના કેટલાક વિરોધી મિશનરીઓ તેમના આવા ભ્રમને અનુમોદન આપતા હતા. સ્વામીજીએ Arya Samaj and its Detractors

નામક પુસ્તક તથા કેટલાક લેખો લખીને સમાજના નિંદકોને સખત જવાબ આપ્યો હતો. વળી કેટલાક સરકારી અમલદારોના મનમાં એવો વ્હેમ હતો કે ગુરુકુલ કાંગડીના વિદ્યાર્થીઓને રાજ્યદ્રોહનો ઉપદેશ આપવામાં આવે છે. તેમનો આવા પ્રકારનો ભ્રમ દૂર કરવા માટે મહાત્માજીએ સંયુક્ત પ્રાંતના ગવર્નર **સર જેમ્સ મેસ્ટન** તથા ના. વાયસરાય **લૉર્ડ ચેમ્સફર્ડ**ને ગુરુકુલમાં બોલાવી તેઓના અંતઃકરણમાં ગુરુકુલ પ્રત્યે સદ્‌ભાવ તથા માનની વૃત્તિ ઉત્પન્ન કરી. છેવટે લાહોર સમાજના પ્લેટફોર્મપરથી સાફ સાફ શબ્દોમાં તેમણે કહી દીધું કે **આર્યસમાજ બ્રાહ્મણો અને ત્યાગીઓની સંસ્થા છે. એને રાજ્યની તમીજ નથી. પણ એટલું તો ખરૂં કે આર્યસમાજ શહેનશાહ પાંચમા જ્યોર્જને પણ ઉપદેશ આપી વૈદિકધર્મી બનાવવા જરૂર ઇચ્છે છે.**

---

# વિશ્વબંધુત્વને શિખરે.

## સંન્યાસી શ્રદ્ધાનંદ.

### ( ૧ )

આશ્રમધર્મને અનુસરીને વાનપ્રસ્થીએ વૃદ્ધાવસ્થામાં સંન્યાસ લેવાનો શાસ્ત્રવિધિ છે. મહાત્માજી વૃદ્ધ થયા; તેમનો અદ્‌ભુત પ્રયોગ પણ સફળ રૂપમાં જગતે નિહાળ્યો. હવે તેમને કાર્યમાંથી નિવૃત્તિ મેળવવાની ઈચ્છા થઇ. તેથી મહાત્મા મટી અખિલ જગતના માલીક બનવા માટે તા. ૧૩-૪-૧૯૧૭ ને રોજ તેમણે માયાપુર વાટિકામાં સંન્યાસ લીધો, અને સત્ય ઉપરની સંપૂર્ણ શ્રદ્ધાને લીધે શ્રદ્ધાનંદ નામ રાખ્યું. સંન્યાસ લેતાં પૂર્વે તેમણે ગુરુકુલમાંથી વિદાય લીધી.

વિદાયગીરીનું એ દૃશ્ય હૃદયભેદક હતું. વાતાવરણ નિઃશ્વાસ, રુદન અને ડુસ્કાંથી ભરાઇ ગયું હતું. ગુરુકુલનો આત્મા, પિતા, આચાર્ય આજે વિશ્વને અપનાવવા, વિશ્વની સેવા કરવાને ન્યાસ કરી

રહ્યા હતો અને ગુરુકુલરૂપી પુત્રનો ત્યાગ તેમાં આવશ્યક હતો. બ્રહ્મચારીઓને પોતાનો અંતિમ સંદેશ આપીને તેમણે સંન્યાસ લીધો. ગુરુદત્તનું ઋણ ફેડ્યું. હવે પંડિત લેખરામનું દેવું વાળવાનું બાકી રહ્યું હતું અને પ્રજા જોઇ શકશે કે સ્વામી શ્રદ્ધાનંદજીએ લેખરામનું અધૂરૂં કામ પૂરૂં કરવાને એ "શુદ્ધિ"ના કાર્યનું વિશાળ ચણતર કરી દીધું. સ્વામીજીએ સંન્યાસ લીધા બાદ આર્યસમાજનો ઇતિહાસ લખવા માંડયો. એટલામાં ઇ. સ. ૧૯૧૮ના આરંભમાં ઉત્તરાખંડ ગઢવાલ પ્રાંતમાં દુષ્કાળ પડયો. સ્વામીજીએ સ્વયંસેવક દળને સાથે રાખી એ પ્રાંતનાં પહાડો પર પગે ચાલીને જઇ, ગામડાંમાં ફરી ફરીને દુકાળ પીડિતોને મદદ કરી. ધન્ય પરદુઃખભંજન!

એજ સાલમાં ધોળપુર આર્યમંદિર માટે વિગ્રહ ચાલતાં ત્યાં જઇ સત્યાગ્રહ આદરી સમાધાન કરાવ્યું. તે પછી તરતજ ગુરુકુલમાં પ્રબળ વેગે ઇન્ફ્લ્યુએન્ઝા પ્રકટવાથી ત્યાં કોઇ જવાબદાર વ્યક્તિ હાજર ન દેખતાં જાતે દોડી ગયા ને એકલે હાથે દોઢ માસ સુધી કુલજનોની સેવા ઉઠાવી. તે પછી સ્વામીજીને નિવાસસ્થાન માટે જેમાં તેઓ હાલ રહેતા તે નયા બજાર અને હવે શ્રદ્ધાનંદ બજારવાળું મકાન દિલ્લીના પ્રસિદ્ધ શેઠ રઘુમલ્લજીએ તેમને સોંપીને કહ્યું કે હવે અહીં નિરાંતે બેસી આર્યસમાજનો ઇતિહાસ લખો.

## ( ૨ )
## રાષ્ટ્રયજ્ઞની વેદિપર.

ઇ. સ. ૧૯૧૯ ની સાલ હિંદના રાષ્ટ્રીય ઇતિહાસમાં અમર થશે. એ વખતે અંગ્રેજોના શાસન સામે, તેના રૅાલટ ઍક્ટ (કાળા કાયદા) સામે દેશભરમાં સત્યાગ્રહનાં આંદોલન ફરી વળ્યાં. મહાત્મા ગાંધીજીએ આફ્રિકામાં અજમાવેલો ઉપાય અહીં મોટા પાયાપર અજમાવવો શરૂ કર્યો. સવિનય કાયદાના ભંગની તૈયારીઓ થવા માંડી. એ વખતે સંન્યાસધર્મને દીપાવવાને સ્વામી શ્રદ્ધાનંદ આગળ વધ્યા, ભારતના સ્વાતંત્ર્યયુદ્ધમાં એ સંન્યાસીએ ઝોકાવ્યું. આર્યસમા-

—જના કેટલાક ભકતોએ તેમને એ ક્ષેત્રમાં ઝંપલાવવાને મના કરી, અને ચેતવણી આપી. કેટલાકોએ સ્મરણ કરાવ્યું કે આર્યસમાજનું પ્રચારકાર્ય ખોળંભે પડી જશે. પણ સ્વામીજી દીર્ઘદષ્ટિવાળા હતા. તેમને લાગતું હતું કે આર્યસમાજનાં સાધનોનો ઉપયોગ હિંદભરમાં વિશાળ પાયાપર થવો જોઇએ, અને આચાર્ય દયાનંદનો સદેશ સ્વાતંત્ર્ય માટે લઢતી પ્રજાના હાથમાં મુકાય તો દેશ ખરે રસ્તે દોરાય. વૈશ્ય અને શુદ્ર બનેલી પ્રજામાં આત્મસંયમ અને આત્મશુદ્ધિથી બ્રાહ્મણત્વ આવતાં ક્ષાત્રત્વ એની મેળે પ્રકટે. આવા શુભ હેતુથી તેમણે એ આંદોલનમાં તા. ૬ માર્ચથી આગેવાની ભર્યો ભાગ લીધો. આજ વખતે સવિનયભંગનું છેલ્લું તીર છૂટે તે પૂર્વે દેશભરમાં હડતાળ, ઉપવાસ અને પ્રાર્થનાની ગાંધીજીએ ઘોષણા કરી. સ્વામીજીએ ગુજરાતની યાત્રા બાદ દિલ્લીમાં તા. ૨૪, ૨૭ અને ૨૮ મીએ ત્રણ વ્યાખ્યાનો આપ્યા. આ વખતે સ્વામીજીના સંબંધી તે વખતના ના. વાઇસરાય લોર્ડ ચેમ્સફર્ડે હિંદી વજીર મિ૦ મોન્ટેગ્યુ પર પારિભાષિક તાર (Cipher Cable) મોકલ્યો તેની નકલ કોઇ ભેદી વ્યક્તિદ્વારા સ્વામીજીને મળી. સ્વામીજીએ એ તારની હકીકતથી મ. ગાંધીજીને પણ વાકેફ કર્યા હતા. એમાં લખ્યું હતું કે:—"આંદોલન વધી રહ્યું છે. મહાત્મા મુંશીરામ ગાંધી સાથે જોડાયા છે. ઘણાયે વરસોથી એ માણસ પ્રસિદ્ધ ધાર્મિકનેતા અને સમાજસુધારક તરીકે કામ કરતો હતો. પણ હવે તે રાજનૈતિક ચળવળમાં ભાગ લઇને કીર્તિ ખાટવા માંગે છે It is still to be seen what stamina he has got when the time for suffering comes. (જ્યારે સહન કરવાનો વખત તેના પર આવી પડશે ત્યારેજ તેના પરાક્રમની કસોટી થશે.)



# ગુજરાતની યાત્રા

## સ્નાતકો માટે ગુજરાનનો પ્રશ્ન

### (૩)

સંન્યાસ દીક્ષા લીધા બાદ આ આંદોલનને નિમિત્તે સ્વામીજીનું ગુજરાતમાં આગમન થતાં તેઓ સાંટાક્રૂઝ (મુંબાઇ) ગુરુકુલમાં એક વાર પધાર્યા હતા. તેમની પ્રચંડ કાયા અને પ્રચંડ દંડ: એ બંને સૌનું ધ્યાન ખેંચતાં. સ્વામીજીએ ત્યાંના બ્રહ્મચારીઓને ઉદ્દેશીને જણાવ્યું: "મારા ગુરુકુલના સ્નાતકો શી રીતે કમાશે એવો પ્રશ્ન મને ઘણા પૂછે છે. તેનો મારી પાસે જે એકજ ઉત્તર છે, તે આ દુહામાં રહ્યો:

દાંત ન થે તબ દૂધ દિયા;
જબ દાંત દિયે તબ અન્ન ન દેહે ?

મારા બ્રહ્મચારીઓ ! તમને પણ હું આજે આ મંત્ર આપું છું. જો ઝીલશો તો રોટીનો પ્રશ્ન તમને હેરાન નહિ કરે."

## પુષ્પ તોડો નહિ.

### (૪)

સને ૧૯૧૯માં સ્વામીજી સુરતમાં પધાર્યા હતા, તે વખતે સત્યાગ્રહનો રાષ્ટ્રધ્વજ ફરકાવવાની આગેવાની આ શહેરમાં સ્વ. ડાહ્યાભાઈ વકીલે લીધી હતી. સ્વામીજીને નાનપરામાં નદી ઓવારા પર એક બંગલામાં મુકામ આપવામાં આવ્યો હતો. એ વખતે અહિંસા પર ખૂબ ભાર મૂકાઇ રહ્યો હતો. કોઇએ સ્વામીજીને પૂછ્યું કે હિંદ કયારનું નિર્વીર્ય બન્યું છે, ને જે કંઇ શેષ શૂરત્વ હશે તે પણ "અહિંસા"ની વાતોથી હણાશે. સ્વામીજીએ કહ્યું કે: "ભાઇ ! આજે બ્રાહ્મણત્વ નષ્ટ છે. કેવળ શૂદ્રત્વ સર્વત્ર પ્રસર્યું છે. નહિ તો શિક્ષક (ટીચર), ઉપદેશક (પ્રીચર), અને ધારાસભામાંના

કૌન્સિલર (સ્પીકર)ના જેવાં ઉત્તરદાયિત્વનાં સ્થાનો નિઃસ્વાર્થી ત્યાગી અને વિદ્વાન બ્રાહ્મણોને વિનયપૂર્વક રાજ્ય તરફથી સોંપાયાં હોત મહાત્મા ગાંધીજીનું આંદોલન યમનિયમનું પાલન કરાવી પ્રજામાં બ્રાહ્મણત્વ ભરશે તોજ આખરે એ દબાયલો કમાન ક્ષાત્રત્વનું તેજ ધારણ કરી ઉછળશે." એ પ્રસંગે એઓશ્રી પુષ્પહાર પહેરવા માટે પણ મના કરતા અને કહેતા કે સ્વામી દયાનંદ પુષ્પ તોડવાની સકારણ મના કરી છે. એમાં હિંસા રહેલી છે કોઇએ કહ્યું કે આપના જેવા સંત પુરુષોએ રાજ્યુદ્ધમાં ઉતરવાની શી જરૂર ? તેમણે જવાબ વાળ્યો હતો કે "ભાઇ આતો ધર્મયુદ્ધ છે. સાધુ સંન્યાસીની પહેલી ફરજ છે પ્રજા રક્ષણની !

જનતા કે ઉદ્ધારમેં, સાધુઓં જબ લગ જાયેગે,
ફિર નસીબા અપને ભારતવર્ષકા જગ જાયેગે;
દેશભક્તિમેં મરેંગે ભક્ત જબ ભગવાન કે,
દિન ફિરેંગે ક્યોં ન ફિર એકવાર હિંદુસ્તાનકે."

( ૫ )

પછી અસહકારનું પૂર આંદોલન ચાલ્યું. રાષ્ટ્રીય શાળાઓની લડતને લીધે સુરત સમસ્ત હિંદમાં ગાજ્યું અને ૧૯૨૨માં પ્રજાનાં મુર્દા દિલોમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાને સ્વામીજી ફરતા ફરતા સુરતમાં પધાર્યા ને જદાખાડીના એક મંદિરમાં (આર્યસમાજી કહેવાતા છતાં) ઉતર્યા. ત્યાં રાષ્ટ્રીય શિક્ષકો તેમના દર્શને સવારમાં ગયા. શિયાળો હતો છતાં માટીના વાસણને ખુલ્લા આકાશ નીચે રાતે મુકાવી રાખી તેજ શીતલ પાણીથી ૬૭ વર્ષની વયના આ તપસ્વી બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી સ્નાન કરતા ! નિયમિત વ્યાયામ કર્યા પછી સંધ્યાદિથી પરવારી સવારમાં ઓરડામાં ટહેલતા જતા અને ગંભીર વિચારો કરતા જતા. આ તેજસ્વી મૂર્તિને જોઇ શિક્ષકોએ પ્રણામ કર્યા. સ્વામીએ કહ્યું કે હું પણ એક તમારા જેવો શિક્ષક હતો ને છું. એમ કહી સૌ સાથે બેસી ગયા. સૌને ઉપદેશ્યા કે જ્યાં સુધી તમે વિદ્યાર્થીનાં પ્રત્યેક માબાપને ઘેર ઘેર ફરીને રાષ્ટ્રીય શિક્ષાના ઉદ્દેશો અને ઉપ-

યોગ નહિ સમજાવો ત્યાં સુધી આ આંદોલન જડ નહિ પકડે ને મોજું બેસતાં સાૈ છિન્નભિન્ન થશે. ખરે! થયું પણ તેમજ. એક ઉર્દુ શાળાના મુનશીજીએ હિંસા સબંધમાં કઇ શંકા પૂછી. ઉત્તર મળ્યો હતો કે "નિરાધારની, ગરીબો અને આત્માની રક્ષા કરવા માટે બળ વાપરતાં જે હિંસા થઇ જાય તે હિંસા નથી પણ અહિંસા જ છે. મહાત્માજી કોણ જાણે કેમ હાલ અહિંસા ઉપર વિચિત્ર રીતે ભાર દઇ રહ્યા છે તે સમજાતું નથી. મને તો શંકા છે, છતાં એમણે સાૈ નેતાઓને કહ્યું છે કે હું સત્યાગ્રહના પ્રયોગનો એક્ષ્પર્ટ (ખેલાડી) છું; માટે મને એકલાને એ અજમાવવા દો અને તમે સાૈ હાલ એક વર્ષ માટે પોતાનો મત છોડી મને કેવળ સહાય આપો. એટલે દેશ કોઈ પણ રીતે ગુલામીમાંથી છૂટે એમ ધારીને સર્વ હિતકારી નિયમના પાલનમાં પરતંત્ર બની ચુપ બેઠો છું."

એ વેળા વિકટોરીઆ ગાર્ડનમાં હિંદુ મુસલમાનની પ્રચંડ મેદિની વચ્ચે આત્મબળ પ્રેરનારૂં ભાષણ સ્વામીજીએ આપ્યું હતું. બીજે દિવસે આર્યસમાજમાં આર્યોએ હવે ચાર દિવાલમાં ન પૂરાઇ રહેતાં બહાર મેદાનમાં આવી કામ કરવાની જરૂર છે એ મતલબનો ઉપદેશ આપ્યો હતો.

( ૬ )

તે પછી સને ૧૯૨૪ના ફેબ્રુઆરીની આખરે આ વશિષ્ઠ જેવા શાંત સંન્યાસી જાતિ અને ધર્મની રક્ષા માટે ઉગ્ર બનેલા દુર્વાસા જેવા બનીને દેશમાં ચારે ખૂણે "હિંદુ સંગઠન" માટે બુલંદ અવાજે બ્યુગલ ફુંકતા સુરતમાં પણ પધાર્યા; અને તે વખતના હિંદુ સભાના મંત્રીજી સદ્‌ગત વકીલ શ્રી. વ્રજેન્દ્રરાયને ઘેર મુકામ કર્યો.

એકે પૂછ્યું કે મહારાજ! આપના આ કાર્યથી મુસ્લીમ ભાઇઓ ખૂબ છેડાયા છે! તો આપનું શું થશે? સ્વામીજીએ નિડરપણે કહ્યું: "ભાઈ! જબ તક મૈં ઇશ્વરકી આજ્ઞા ઔર રક્ષામેં હું તબતક તો કોઇ મેરા બાલ ટેડા નહિં કર સકતા. મગર

મૈં શિર હાથમેં લેકર દેશભરમેં ઘુમતા હું. મુઝે બહુતેરી ધમકીયાં મિલતી રહી હૈ મગર ક્યા કરૂં ? ઇશ્વરી આજ્ઞા હૈ. વે બિચારે ધર્માંધ હોકર પાગલ બન રહે હૈં. મૈં તો મૃત્યુસે નહીં ડરતા. ખુદા મેરે મુસ્લીમ બિરાદરોંકો સદબુદ્ધિ દે. અવશ્ય ઉનકો મેરી મૃત્યુસે યા મૃત્યુ બાદ કુછ ન કુછ સબક મિલેગા તો ફિર વે મુઝે યાદ કરેંગે."

તે વેળા આળવીની વાડીમાં ફક્ત હિંદુઓ માટે હેન્ડબીલ કાઢી સભા ભરી હતી. તેમાં એમણે સાત્વિકતા ભર્યું ઐતિહાસિક દૃષ્ટિથી વ્યાખ્યાન આપ્યું હતું. છતાં વિના રજાએ સભામાં મુસ્લીમભાઇઓએ ઘુસી જઈ શોર બકોર મચાવ્યો હતો. સુરતને તે દિવસથીજ ચેતવણી મળી ગઇ હતી કે મુસ્લીમ ભાઇઓની મનોદશા બદલાઇ રહી છે.

સ્વામીજીએ આબુ દ તરફ જતાં સ્ટેશન પર ગાડીને વાર હોવાથી વાત કરતાં કહ્યું:—"આજ ગુજરાતકે લોક મેરે કથનકી હાંસી ભલે ઉડાવે. મગર એક દિન જલ્દી આનેવાલા હૈ કિ હિંદુજાતિ ખૂબ પીટી જાયે. ઐસી ઉનકી તજવીજેં ચલ રહી હૈ તબ હિંદુ કોમ કુછ સમઝેગી કિ સ્વામી સચ્ચા થા." છેલ્લાચેલ્લા સને ૧૯૨૫ ના ઓકટોબરમાં નવસારી શતાબ્દિ ઉત્સવમાં સ્વામીજી આવેલા ત્યાં પણ મુસ્લીમોએ એમની મોટર ઉપર હુમલો કરેલો અને તેઓ જ્યારે ઉતરીને ઉભા રહ્યા ત્યારે સૌ બસી ગયા.

## ધમકીના પત્રોનો નાશ

શુદ્ધિ સંગઠનની પ્રવૃત્તિને અંગે સંયુક્તપ્રાંત અને બંગાળ તરફ સ્વામીજી જવાના હતા. એક દિવસે ટપાલમાં એક પત્ર આવ્યો. સ્વામીજીના સેક્રેટરીએ વાંચ્યો. એ પત્રમાં કતલની ધમકી હતી. આવો કાગળ આ પહેલોજ હતો. સ્વામીજીએ પત્ર વાંચ્યા વગરજ કહી દીધું: "ઇસ પ્રકારકે પત્ર ફાડકર ફેંક દિયા કરો. મુઝે ભેજનેકી જરૂરત નહીં. ભાઇ, યહ લોગ અપને દિલકે બેલકો નિકાલકર ખુશ હો લેતે

हैं. यह तो कायरोंका काम है. अ ना कार्य तो करना ही चाहिये. जिसका परमात्मा रक्षक है उसे क्या डर हैं. काम बंद नहीं किया जा सकता."

## ( ૭ )

# ગોળીઓ સામે છાતી ધરી.

દિલ્લીમાં સને ૧૯૧૯ ની ૩૦ મી માર્ચે હડતાલ પડી, અને તા. ૧૮ એપ્રિલ સુધી ચાલુ રહી. સ્ટેશન પર સાધારણ ચકમક થતાં પોલિસની ગોળીઓથી કેટલાએ વીંધાયા. જનતા ઉકળી ઉઠી. તે વખતે ભારતના પાટનગર દિલ્લીમાં સત્યાગ્રહના સેનાપતિ કોણ થાય? દિલ્લામાં સ્થિતિ વિચિત્ર હતી. હજારોના સખ્યામાં લોકો એકઠા થયા અને ચાંદનીચોકના ઘંટાઘર તરફ જવા લાગ્યા. સભાબંધીનો હુકમ છૂટયો. પાંચ કરતાં વધુ માણસો એકઠા થવાની મનાઇ થઇ. જનતા હાથમાં રહે તેવું ન જણાયું. એક તરફ જનતાના સમૂહનાં મોજાં ઉછળી રહ્યાં છે. તેમાં જાટ અને શીખોના છરાઓ તનતનાટ કરી રહ્યા છે. સામી બાજુએ સંગીનો અને બંદુકો તાકીને ગુરખાઓની પલ્ટણ ઉભી છે આકાશમાં બે શસ્ત્રસજ્જ વિમાનો ઉડી રહ્યાં છે. એક ક્ષણનો વિલબ હિંદના ઇતિહાસમાં નિર્દોષનાં ખૂનની નદીઓ વહેવડાવવા પૂરતો હતો. તે વખત ઘૂઘવતા માનવસાગરની આગળ જઇને સ્વામી શ્રદ્ધાનંદ દંડ ઠોકીને ઉભા રહ્યા. એમને પોતાના જીવનની પરવાહ ન હતી. પણ નિર્દોષોનાં-નિઃશસ્ત્રોનાં પ્રાણની તેમને કિંમત હતી. તેમણે શું જોયુ ? સિપાઇઓની આંખોમાંથી ખૂન વરસી રહ્યું છે. જનતાની બળવા કરવાની તૈયારી છે. બંદુકોમાંથી ગોળી છુટવાનીજ વાર છે. સ્વામીજીએ પોતની તીક્ષ્ણ નજરે લોકો તરફ જોઇને આંગળી ઉઠાવીને કહ્યું —'ઠહરો.' માનવ પ્રવાહ થંભ્યો. સ્વામી આગળ વધ્યા. ગુરખાઓએ કહ્યું—"વિખરાઇ જાઓ."

સંન્યાસી કહે છેઃ—'કદિ નહિ'. ગુરખા બેયોનેટ લઈ સ્વામી સામે ધસે છે. સ્વામીજીના એકજ શબ્દના ઉચ્ચારથી ત્યાં ખૂનની

નદીઓ વહી હોત. પણ વૈદિકધર્મના સાચા ભક્ત સ્વામી શ્રદ્ધાનંદે આગળ વધીને સીના ઉપરનાં બટન ખોલી છાતી ખુલ્લી કરીને મ્યાનથી ખુગાલી કાઢનાર ગુરખાને ચેલેન્જ આપી કે "હિમ્મત હૈ તો ચલા દે તેરી રાઈફલ. મૈં યહાં ખડા હું. ચલા દે તેરી ગોલી, મેરા સીના ખુલ્લા હૈ". સિપાઇઓની સંગીનો નમી પડી. બન્દુકો ઠંડી પડી ગઇ. તે દિવસે મૃત્યુનો દેવ કાંપી રહ્યો. દેવગણ પુષ્પવૃષ્ટિ કરી રહ્યા. યમદેવ ચીસ પાડીને કહેવા લાગ્યો કે:—

"આ મૃત્યુંજય છે, અમર છે."

( ૮ )

## રામરાજ્ય કે હિંદુમુસ્લિમ ઐકય!

ભારતવર્ષના પુનરુદ્ધાર માટે પાંડવોની પુરાણી રાજધાની દિલ્લીમાં હિંદુમુસ્લીમોનું ખૂન ઉપલા દિવસે રેડાયું અને સૈકાઓથી અલગ રહેલાં દીલ જોડાયાં. ૩૧મી માર્ચે મુસ્લીમ શહીદોની સ્મશાન યાત્રામાં હિંદુઓએ અને હિંદુ શહીદોની સ્મશાન યાત્રામાં મુસ્લીમોએ પૂરો ભાગ લીધો. ૪થી એપ્રિલે દિલ્લીની જુમામસ્જીદમાં ખુદાની ચમક નજરે પડી. જુમામસીદના ચોગાનમાં હિંદુમુસ્લીમો એકઠા થયા હતા. સ્વામીજીની વિશાલ મૂર્તિ હાથમાં દંડ લઇને આવતી નજરે પડી અને લોકોએ ઉભા થઇ માન આપ્યું. જે સ્થળેથી શહેનશાહ અકબરને પણ વાએઝ કરવાની રજા મૌલવીઓએ આપી નહતી તેવા ઇમામના સ્થાનપર ઉભા રહીને સ્વામીજીએ જણાવ્યું કે:— "દુનીયાના માલિક ! તારા દરવાજે ઉભા રહીને અમે યાચના કરીએ છિયે કે બંને કોમ સંપીને રહે. વિશાળ આકાશની નીચે જમીનની ઉપર રહેનાર આપણે જુદા કેમ થઈ શકીએ? આજે તમે મારી સાથે ઇશ્વરને પ્રાર્થના કરો કે બંને કોમોના રુધિરથી આ ઐકયને જે રેણ થયું છે તેને દુનીયાની કોઇ તાકાત જુદી નહિ કરી શકે. બંને કોમ ભારતમાતાના પુત્રો છે. આમીન !" હિંદમાં આવી વાએઝ

કદી થઇ ન્હોતી, અને થશે પણ નહિ. સંન્યાસીની વાણીમાં અમૃત, મિઠાસ અને જીવન હતાં. ભારતના ઇતિહાસમાં આ એક અમર ઘટના હતી.

ત્યારથી ૧૮મી એપ્રિલની રાત સુધી દિલ્હી નગરમાં રામરાજ્ય રહ્યું. એક પણ તાળું તૂટ્યું નથી, મારપીટ નથી થઇ, ખીસ્સું કતરાયું નથી. જુગારખાનાં બંધ રહ્યાં શરાબખાનાંઓએ તાળાં મરાયાં નામીચા બદમાશોએ પણ સ્ત્રીઓને બેન અને બેટી સમજી અભયદાન આપ્યું. દિલ્હીનો એ પ્રેમમય વાયુ આખા પંજાબમાં ફેલાયો. એકતા અને મિલનની લહર વિજળીની પેઠે આખા દેશમાં ફેલાઈ ગઇ. મસ્જીદ અને મંદિર વચ્ચે ભેદ ન રહ્યો. એવે સમયે સત્ય અને સહનશીલતાનો સંદેશો આપવાને ગુજરાતના યુગવિધાતા મહાત્મા ગાંધી દિલ્હી તરફ જવા નીકળ્યા. સરકારને તેનું આસન ડામાડોળ થતું લાગ્યું. એ દુબળા અને બિમાર શરીરની અંદર રહેલા આત્માના તેજને સરકાર ન ઓળખી શકી. તેમને પકડી અને ગુજરાતમાં પાછા વાળી છોડી મૂકયા. પછી શું ? હિંદમાં તોફાનનાં મોજાં ફરી વળ્યાં. તા. ૬ એપ્રિલ સને ૧૯૧૯ રવિવારનો દિવસ સત્યાગ્રહના દિવસ તરીકે સમસ્ત હિંદે પોકાર્યો.

## ( ૯ )

## લશ્કરી કાયદો

પંજાબમાં પણ દાવાનળ સળગી ઉઠયો. સને ૧૯૧૯ ના ૧૩ એપ્રિલના ઘોર રવિવારે અમૃતસરમાં જનરલ ડાયરે જલીયનવાળા બાગમાં હજારો બાળ–યુવા અને વૃદ્ધોને વીણી વીણીને ગોળીથી વીંધી નાંખ્યા. પંજાબમાં માર્શલ લૉ ચાલુ થયો. ૧૮ જણા ફાંસીએ લટકયા. ૨૦૦–૨૫૦ દેશનિકાલ થયા. બે હજાર જેલમાં ઠુંસાયા. શેરીઓમાંથી જનાવરોના માફક દેશીઓને પેટે ચલાવવામાં આવ્યા. મરદોને નગ્ન કરીને સ્ત્રીઓ સન્મુખ ફટકા માર્યા. વિદ્યાર્થીઓ

પર અમાનુષી જુલમ થયો. પંજાબમાં સરકારે જુલ્મની હદ કરી અને પ્રજાનો સ્વાતંત્ર્ય જુસ્સો દાબી દેવાના પ્રયત્નો કર્યા. છેવટે લશ્કરી કાયદો દૂર થયો, ત્યારે પંજાબમાં જવાની કોઇની પણ હિંમત ચાલી નહિ. પંજાબીઓ એહ બાઇ ગયા હતા. જુલ્મોની ચક્કી નીચે એવા પીસાઇ ગયા હતા કે માથું પણ ઉંચું ન કરી શકે. સ્વામીજીના પરિચિત અને ભક્ત લોકો પણ સ્વામીજીને પોતાને ત્યાં ઉતારો આપવાથી ડરીને પત્ર લખી દેતા હતા કે આપ જો અમારે ત્યાં ઉતરશો તો અમને સરકાર સતાવશે. તે છતાં સ્વામીજી ધર્મશાળામાં ઉતારો રાખીને પણ પીડિત લોકોની જુબાનીઓ લેવા લાગ્યા. આ જુબાનીઓનાં કાગળીયાં હાથ કરવાને પંજાબની છુપી પોલિસે ઘણીયે ગડમથલ કરી. પણ તેઓ એ કાગળીયાં હંમેશા પોતાની પાસેજ રાખતા હતા. આ જુબાનીઓના જોરપરજ સ્વામીજીએ પંડિત મોતીલાલ નહેરૂ મારફતે પાર્લામેન્ટ અને શહેનશાહ પર તાર કરાવીને માર્શલ લૉથી પકડાયલા રાજદ્વારી કેદીઓને છોડાવ્યા હતા. એ જુબાનીઓને હાથ કરવા માટે સરકારે એક બેરિસ્ટરને કોઇ યુક્તિથી કોંગ્રેસ કમિશનમાં દાખલ કરાવ્યો હતો. પણ સ્વામીજી તેને ઓળખી ચૂકયા હોવાથી તે તેના કાર્યમાં ફાવી શકયો ન હતો.

૨૪ મી જૂને સ્વામીજી લાહોરમાં પહોંચ્યા. સ્વામીજીની પાછળ છુપી પોલિસ મુકાઇ. નવી પોલિસ પણ ખડકાઇ, છતાં લાહોરમાં ફરી ફરીને સ્વામીજીએ ત્યાંની હાલત તપાસી. એ પછી પં. નહેરૂજી અને માલવીયાજી તપાસ માટે કોંગ્રેસ તરફથી પંજાબમાં જઇ પહોંચ્યા. પ્રયાગ સેવાસમિતિ તરફથી માર્શલ લૉ પીડિતોને મદદ આપવાને ૨૮ મી જુલાઇથી સ્વામીજીએ પંજાબના ગામો અને શહેરોમાં ફરવા માંડ્યું. ભૂખ્યાંને અન્ન, નાગાંને વસ્ત્ર અને બાળકોને શિક્ષણ વગેરેનો શકય બંદોબસ્ત તેમણે કર્યો અને પતિવિહોણી હજારો સ્ત્રીઓને આજીવિકાનું સાધન કરી આપ્યું. આ રીતે પંજાબના ઘા પર મલમપટ્ટા કરવામાં સ્વામીજી ગુંથાયા.

## (૧૦)
## સંન્યાસી રાજ્ય નથી કરતા.

પંજાબમાં માર્શલ લૉના દિવસો હતા. એ અરસામાં દિલ્લીના નયા બજાર (વર્તમાન શ્રદ્ધાનંદ બજાર) પરના એક મકાનમાં સ્વામીજી પરમાત્માની પ્રાર્થના કરી રહ્યા હતા. એટલામાં દરવાજા પર ટકોરા પડયા. નોકરે દ્વાર ખોલીને એક આધેડ વયના મુસ્લીમને અને એક પડદાનશીન વ્યક્તિને દાખલ કર્યા. ધ્યાનમુકત થઈ સ્વામીજીએ પેલા મુસ્લીમને આવવાનું કારણ પૂછયું.

મુસ્લીમઃ—હું કાબુલનો રહીશ છું. મારૂં નામ હબીબુલ્લાખાં છે. હું કાબુલમાં સેનાપતિ હતો, પણ કેટલાક ખાનગી કારણોસર અમીરે મારી મીલ્કત જપ્ત કરી લઇ મને કુટુંબ સાથે કેદ કરવાનો હુકમ કર્યો. આ વાતની ખબર મને પહેલેથી મળતાં હું કુટુંબ સાથે વેષ બદલી અત્રે નાસી આવ્યો છું. હવે આપની સાથે મળીને હું એક કામ કરવા માંગું છું.

સ્વામીજીઃ—તમે શું કહેવા માંગો છો તે સ્પષ્ટ સમજાવો.

મુસ્લીમઃ—અંગ્રેજના રાજ્યને ઉથલાવી નાંખવા માટે મારી સલાહ છે કે હિંદમાં કાબુલના અમીરનું રાજ્ય થાય તેવાં પગલાં ભરવાં. એમ થશે તો મને એ રાજ્યમાં સારો ઓધ્ધો અને આપને દિલ્લીનું રાજ્ય મળશે.

સ્વામીજીઃ—પરન્તુ એથી મારા દેશને શો લાભ ?

મુસ્લીમઃ—અમીરનું રાજ્ય થશે તો ગાવધ બંધ થશે. વળી હાલના સંજોગો સુંદર છે. જો આપ હું લાવ્યો છું તે કાગળ પર સહી કરીને હુકમ આપો તો હિંદુ મુસ્લીમોનું લશ્કર એકજ રાતમાં દિલ્લી સર કરવા તૈયાર છે.

સ્વામીજી (ગંભીરાઇથી):-પણ હિંદુ મુસ્લીમોએ અહિંસાનું વ્રત લીધું છે. તે છતાં તમે જે કાગળ લાવ્યા છો તે મને આપો.

સ્વામીજીએ તે કાગળ ધીમેથી ગજવામાં સેરવી દીધો અને બીજાજ કાગળપર કાંઇક લખીને તે કાગળ પરબીડીયામાં તે મુસ્લીમને સોંપ્યો. બંને જણા તે કાગળ લઇ ચાલ્યા ગયા.

પાછળથી તે લોકોએ તે કાગળ ઉઘાડીને વાંચ્યો તો તેમાં નીચેના શબ્દો હતાઃ–"તમે બંને છુપી પોલિસ ખાતાના અમલદારો છો અને સરલ સ્વભાવના દેશનેતાઓને ફસાવવાનો પ્રયત્ન કરશો તો તેનાં માઠાં ફળ ભોગવવા પડશે."

બીજે દિવસે ટપાલમાં હકીમઅજમલખાં પર સ્વામીજી તરફથી એક કવર મળ્યું જેમાં લખ્યું હતું કે તમે મને દિલ્લીનું રાજ્ય આપવાની ઇચ્છા બતાવી હતી પણ હું તે રાજ્ય તમનેજ સોંપું છું. **સંન્યાસી રાજ્ય નથી કરતા.** તેઓ બીજાનેજ રાજ્યની બક્ષીસ કરે છે.

## (૧૧)

## અમૃતસર મહાસભા

પંજાબના આગેવાનોને વીણીવીણીને કેદ કરવામાં આવ્યા. હિંદના કેટલાક નેતાઓ સરકારે નીમેલી હંટર કમીટી આગળ જુબાની આપવામાં રોકાયા. કોંગ્રેસ તરફથી પણ પંજાબના હત્યાકાંડની જુબાનીઓ લેવાવા માંડી. એ સંજોગો વચ્ચે અમૃતસરમાં મહાસભા ભરવાનું નકકી થયું. પંજાબને આંગણે કોંગ્રેસ આવે તે વખતે સ્વાગત કોણ આપે? પંજાબનું હૃદય ભેદાઈ ગયું હતું. પંજાબનાં હજારો બાળકો ક્રૂર રીતે રહેંસાઇ ગયાં હતાં. આવા શોકમાં ડૂબેલી પ્રજા સ્વાગત શી રીતે કરે? તેમાં પણ આગેવાનો તો જેલમાં પડેલા. પણ એ ધર્મવીરોની ધર્મપત્નીઓએ આ સંન્યાસીને યાદ કર્યો કે "ઓ પિતા! આ વખતે પંજાબની લાજ તું રાખ. અમારા પતિઓ, પુત્રો આજે જેલમાં કે સ્વર્ગમાં બિરાજે છે. મહાસભાનું કર્તવ્ય સામે ઉભું છે. તેને તું ઉપાડી લે." એ માતૃશકિત સામે સ્વામીજીએ શીર નમાવીને અમૃતસરના સ્વાગત–પ્રમુખની જવાબદારી સ્વીકારી.

પંજાબના ઉલ્કાપાત પછી શાંતિ કરવાને જાણે ન આવ્યા હોય તે રીતે મેઘરાજા અમૃતસરમાં એકાએક પધાર્યા. ધોધમાર પડતા વરસાદમાં અતિથિઓને ક્યાં ઉતારવા ? સરકારના ધાકથી પ્રજાજનો મકાન આપવાને ઇન્કાર કરવા લાગ્યા; પણ તેવે સમયે સ્વામી શ્રદ્ધાનંદના અપૂર્વ શ્રદ્ધાના પ્રભાવને વશ થઇને પંજાબીઓએ પોતપોતાના ઘરને આંગણે પચાસ પચાસ અતિથિઓને ઉતરવાની સગવડ કરી આપીને આર્યોના અતિથિયજ્ઞની જગતભરને પ્રતીતિ કરી બતાવી. રાજપ્રકરણ અને સંન્યાસ વચ્ચેનું અંતર ભૂલાવનારૂં ભાષણ સ્વામીજીએ અમૃતસરમાં રાષ્ટ્રીય મહાસભાના એ ૩૪ મા અધિવેશનના વ્યાસપીઠપરથી સંવત ૧૯૭૫ પોષ સુદ ૬ ને દિવસે આપ્યું. તેમાં એ આચાર્યે ભાખ્યું કે "જે સાડા ૭ કરોડ અંત્યજો છે તે આપણા જીગરના ટુકડા છે. પણ તેને આપણે કાપીને અલગ ફેંકી દીધા છે. હું ભિક્ષા માંગી લઉં છું કે તેમને અપનાવો, તેઓને સાથે બેસાડો, સાથે ભણાવો તોજ સ્વાતંત્ર્ય યુદ્ધ એકી સાથે, હાથમાં હાથ મેળવીને આપણે લઢી શકીશું. ઇશ્વરની કૃપાથી મારૂં એ સ્વપ્નું ખરૂં પડે. બીજું સ્વપ્નું મને ૨૬ વર્ષથી આવતું હતું અને તે મને દિલ્હીની જુમા મસીદમાં પ્રત્યક્ષ થયું. જો એ હિંદુમુસલીમ ઐક્યનું સ્વપ્નું મારા જીવનની જાગ્રત અવસ્થામાં મને જોવાનું મળે તો કેટલું સદ્‌ભાગ્ય ! એ દિવસ આવશે ત્યારે વિદેશી ખાનપાન, પહેરવેશ અને ભોગવિલાસોનો ત્યાગ કરવો પડશે. પ્રજાના વિખરાયલાં અંગોને એક કરીને એક રાષ્ટ્રીય ભવ્યમંદિર ચણવું જોઇએ. તેમાં હિંદના સંતાનોની કેળવણી હિંદીઓનાજ હાથમાં રહેવી જોઇએ. એ સ્વર્ગીય સમયનો ચમકારો જોવાને પરમેશ્વરના પવિત્ર અદૃશ્ય ચરણોમાં આપણાં હૃદયરૂપી શીશ ઝુકાવીએ."

ઉપલી કોંગ્રેસમાં ભીષ્મ સમાન તિલક ગર્જ્યા. વિદુષી બાઇ બિસેન્ટ બોલ્યાં. તિલક મહારાજ સરકાર સાથે અસહકાર કરવાના અને ગાંધીજી સહકાર કરવાના પક્ષમાં હતા. નેતાઓનો મોટો ભાગ

તિલક તરફ હતી. પણ ગાંધીજીએ સરકારને ધન્યવાદ આપનારો ઠરાવ મૂકર્યો અને સ્વામીજી તેને ટેકો આપતાં બોલ્યાઃ—"દુઃખના દિવસોમાં પણ આર્યજાતિએ મગજ ગુમાવ્યું નથી.આવે વખતે ધન્યવાદ આપવો એ હિંદની પ્રજા માટે ગૌરવસૂચક છે." ઠરાવ પસાર થયો. સરકાર સાથે ક્ષણિક સહકાર થયો.

પછી સને ૧૯૨૦માં ગુરુકુલના કાર્યકર્તાઓના આગ્રહથી તેમને ફરીથી ગુરુકુલનું આચાર્યપદ લેવું પડયું. ગુરુકુલ તો સ્વામીજીનો આત્મા એટલે હજારો કામ પડતા મૂકી તેઓ ત્યાં જઈ પહોંચ્યા. મુખ્યાધિષ્ઠાતા અને આચાર્ય એ બંને ઓદ્ધાઓનું જોખમ ભર્યું કામ વૃદ્ધ વયે યુવાનની માફક દરરોજના ૧૪ કલાક સુધી કરીને ગુરુકુલની નૌકાને ભંવરમાં પડતી બચાવી. આવા પરિશ્રમથી તેઓ ૧૯૨૧માં ૩ા માસ સુધી માંદા રહ્યા.

## (૧૨)
## કારાગૃહનાં નોતરાં અને ભેટ

શીખોની વ્હારે ધાતાં પૂર્વે સ્વામીજીને કારાગૃહનાં નોતરાં સાત –સાત વાર મળ્યાં હતાં. પણ બધી વખતે પીરસેલી થાળી સરકાર ખૂંચવી લેતી હતી. દિલ્હીમાં ૩૦મી માર્ચ સને ૧૯૧૯ ને રોજ સરકારી લશ્કરે પ્રજાપર ગોળીઓ ચલાવી ત્યારથી વીસ દિવસ સુધી હડતાલ પડી. દિલ્હીને સ્મશાન સમાન બનાવનાર સ્વામીજી હતા એમ તે વખતનો ચીફ કમિશ્નર માનતો હતો છતાં એણે બીજા કેટલાયે શહેરીઓને 'સ્પેશ્યલ કોન્સ્ટેબલ' બનાવી અપમાન્યા. પણ સ્વામીજીને કાંઇ પણ કર્યું નહિ. તા. ૧૦મી એપ્રિલે સ્વામીજીને પકડવા માટે વોરંટ નીકળ્યાની ખબર શહેરમાં ફેલાઇ ગઇ. પોલિસને પકડવામાં જરા પણ અડચણ ન પડે તે માટે સ્વામીજીએ તેમના ઘરનાં દ્વાર રાત દિવસ ઉઘાડાં રાખ્યાં. એ દિવસોમાં તેઓ એટલા થાકી ગયા હતા કે તેમને જેલમાં જવાથી આરામ મળ્યો હોત. ઉશ્કેરણીના ભયંકર દાવાનળની વચ્ચે બે લાખ પ્રજાની પાસે અહિંસાવ્રતનું પાલન કરાવવું સુગમ ન હતું. પણ ધરપકડ ન થઇ.

પંજાબના ગવર્નર ઓડવાયરને ખાતરી થઇ ચૂકી હતી કે પંજાબમાં બધી મદદ દિલ્લીથી મોકલનાર સ્વામીજી છે. ગાંધી તો કેવળ કાર્યપ્રણાલિ બતાવનાર છે પણ તેને અમલમાં મૂકનાર તો સ્વામી છે લાલા દુનીચંદ પર સ્વામીજીએ એક પત્ર લખ્યો હતો કે જો લાહોરમાં જરૂર હોય તો હું આવું. એ પત્ર ગવર્નરના હાથમાં કોઇ રીતે જવાથી તેમણે તે પરથી એવો ખાનગી હુકમ કાઢયો હતો કે "સ્વામીને અમૃતસર ન રોકતાં લાહોર આવવા દેવો અને ત્યાં એના હાથ પગમાં બેડીઓ નાંખી, બજારામાં ફેરવી જેલમાં લઇ જવો આખા શહેરમાં મશીનગનો ખડકી દેવી અને બે હજાર હથિયારબંદ લશ્કરને બજારોમાં રોન ફરતા કરી દેવા. શ્રધ્ધાનંદને એવી સખત રીતે અપમાનિત કરવો કે લોકોના હૈયાં કાંપી ઉઠે." સ્વામીજીને જરૂર ન જણાયાથી તેઓ લાહોર ન ગયા અને આ રીતે બીજી વખતે પણ જેલનાં દ્વાર બંધજ રહ્યા

દિલ્લીના ચીફ કમિશ્નરપર વાઇસરાય અને સર વિલિયમ વિન્સેન્ટે શ્રદ્ધાનંદને પકડવા દબાણ કર્યું. પણ ચીફ કમિશ્નરે જવાબ આપ્યો કે દિલ્લીને ખુનામરકીમાંથી અને, સરકારને બદનામીમાંથી બચાવી લેનાર તો શ્રદ્ધાનંદજ છે. માટે હું તેમને કેદ નહિ કરી શકુ વિન્સેન્ટે જયારે ખૂબ આગ્રહ કર્યો ત્યારે ચીફ કમિશ્નરે રોકડું પરખાવ્યું: **જો સ્વામીજીને પકડવા હોય તો દિલ્લીનો વહીવટ થોડા દિવસ માટે હિંદી સરકારેજ હાથમાં લઈ લેવો.**

વળી ભણકારા વાગ્યા. સીમલામાં કેટલાક નેતાઓ હવા ખાવા ગયા હતા. સી. આઇ. ડી ના ડાયરેકટર સર ચાર્લ્સ ક્લીબલેન્ડે રાવબહાદૂર, ખાનબહાદૂર અને વકીલ એવા ત્રણ નેતાઓને બોલાવી પુછયું:—"શાંતિ કાયમ કરવા માટે શ્રદ્ધાનંદને પકડવા વિશે તમારો શો મત છે?"

ત્રણેએ જવાબ દીધો: 'તેમ થાય તો કાંઇ વાંધો નથી."

સર ચાર્લ્સ:—તો તમે બધા સરકારને તેમાં સહાય કરશોને ?

ત્રણે નેતાઓએ મુંડી હલાવીને તેનો સ્વીકાર કર્યો. ઘેર જઇને વકીલ સાહેબ વિચારવા લાગ્યા કે જો સ્વામીજીને પકડયાથી દિલ્હીની પ્રજા બળવો કરી મૂકશે તો શાંતિ સ્થાપવાની જવાબદારી આપણા માથે આવશે. વકીલે તેના સાથીઓને એ વિચાર જણાવ્યો. ત્રણે જણાએ પાછા જઇ સર ચાર્લ્સને કહ્યું:—હજુર, એક વાત કહેવાની અમે ભૂલી ગયા હતા. જો શ્રધ્ધાનંદને પકડવા હોય તો દિલ્હીમાં ન પકડતાં બહાર લઇ જઇને પકડજો નહિ તો દિલ્હીમાં રમખાણ થશે."

સર ચાર્લ્સે કાંઇ જવાબ ન આપ્યો. ત્રણે નેતાઓ ઉદાસ થઇ પાછા ફર્યા. તે વખતે પણ ધરપકડ ન થઇ.

દિલ્હીની પોલિસે હુકમ કાઢયો કે શ્રદ્ધાનંદે દિલ્હીની બહાર ન જવું. છતાં સ્વામીજી ન્હેરૂજીના આમંત્રણને માન આપી સને ૧૯૧૯ની તા. ૮ જૂને પ્રયાગ ગયા. અલીગઢ સુધી છુપી પોલિસે પીછો લીધો પણ ગિરફતારી ન થઇ.

અમૃતસરની મહાસભાના સ્વાગત–સભાપતિનાં પદનો સ્વામીજીએ સ્વીકાર કર્યો એટલે મહાસભાનું કામ ચાલ્યું. પણ મહાસભા ભરતી અટકાવવા માટે સ્વામીજીને પંજાબમાંથી દેશનિકાલ કરવાની અફવા ફેલાઈ પણ સ્વામીજી ગવર્નર સર એડવર્ડ મેકલેગનને મળ્યા અને અફવા શાંત થઇ એ પછી "શ્રદ્ધા" પત્રમાં બે મુખ્ય લેખો માટે સ્વામીજીપર મુકદ્દમો ચલાવવાની પેરવી થવા માંડી પણ ચેમ્સફર્ડની સરકારે કાંઇ ન કર્યું.

બ્રહ્મદેશની મુસાફરીએ સ્વામીજી ગયા અને રંગુન પહોંચ્યા એટલે ત્યાંના ગવર્નર સર રેજીનાલ્ડ ક્રેડોકે લોર્ડ ચેમ્સફર્ડ પાસેથી સ્વામીજીને પકડવાની આજ્ઞા માંગી એ આખા પત્ર વ્યવહારથી કોઇ દૈવી પંખીએ સ્વામીજી વાકેફ કર્યા. સ્વામીજીને એક માસ સુધી બ્રહ્મદેશમાં ઘૂમ્યા. માંડલે, શ્વેબો, મોલમીન, પેગુ, પ્રોમ, મચીન અને

ગવર્નરના કેમ્પ "મેમિયો'માં સ્વરાજ્ય અને સ્વતંત્રતા વિશે ભાષણો કર્યા. રંગુનની ઇદગાહની સભામાં ૨૫૦૦૦ માણસોની જંગાવર મેદિની જામી. દરેક સ્થળે સ્વામીજી સાથે ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ પોલિસ ઇન્સ્પેકટર અને બે સબ ઇન્સ્પેક્ટરો રહેતા હતા. પણ બ્રહ્મદેશની યાત્રા દરમ્યાન એક પાંદડું પણ ન હાલ્યું. પણ સ્વામીજીના ગયા બાદ જે લોકો સ્વામીજી સાથે જોડાયા હતા તેમને સરકારે પજવવા માંડયા.

સને ૧૯૨૧માં અમદાવાદ ખાતે મળેલી કોંગ્રેસમાં ભાગ લઇને સ્વામીજી મુંબાઈ ગયા. ત્યાં રહી દસ દિવસમાં ૩૦ ભાષણો કર્યા તે પછી અકોલા, અમરાવતી વગેરે સ્થળોએ જઇ લોકોને વૈદિક સ્વરાજ્ય અને મનુષ્યની સ્વાભાવિક સ્વતંત્રતાનું રહસ્ય સમજાવ્યું. ત્યાંથી દિલ્લી ગયા અને પ્રિન્સ ઓફ વેલ્સના દિલ્લી ખાતેના આગમન વખતે હડતાલ પડાવવા માટે હિંદુ સભા તરફથી જાહેરાતો સ્વામીજીએ ચોઢાવી પંડિત માલવીયાજીને તાર કર્યો કે ગૌમાંસ ખાનાર યુવરાજને શું મ્હોં લઇને બનારસ હિંદુ યુનિવર્સીટી તરફથી તમે પદવીદાન કરવા બોલાવો છો આમ છતાં સ્વામીજીને પકડયા નહિ પણ આખરે જેલ યાત્રાનો ઉજ્વલ દિવસ આવી પહોંચ્યો હિંદુ જાતિના સંગઠન માટે બ્રહ્મચર્ય અને અંત્યજોદ્ધારની શાંત ચળવળ કરી રહ્યા હતા ત્યાં શીખોની વ્હારે જવાનો પ્રસંગ આવ્યો.

## (૧૩)
## શીખોની વ્હારે

જ્યારે દેશમાં રાષ્ટ્રીય ચેતના ફૂંકાય છે ત્યારે ધર્મ અને સંપ્રદાયોમાં પણ સુધારણાના શંખ ફૂંકાય છે. જાગ્રત થએલી શીખ પ્રજાએ એક તરફ બાહ્ય સ્વાતંત્ર્ય મેળવવાની કોશેશ અને બીજી તરફ ગુરુદ્વારાઓનો કબજો લેવાની લડત પણ ઉપાડી સને ૧૯૨૨માં 'ગુરુકા બાગ'ની લડત શરૂ થઇ સરકાર એ બાગના મહંતના પક્ષમાં

હતી. અકાલીઓ સામા પક્ષે હતા. સ્વામીજી 'ગુરુ કા બાગ'માં થએલા અત્યાચારોની તપાસ માટે અમૃતસર ગયા. ત્યાં તેમણે શીખોને કહ્યું કે તમારી પડખે અમે સૌ છીયે. સ્વામીજીનું હૃદય શીખોપર થતા સરકારી અત્યાચારોથી રડી ઉઠ્યું. સ્વામીજીએ શીખોને ખૂબ મદદ કરી અને અકાલી તખત પરથી શાંત સત્યાગ્રહની પ્રશંસાનું ભાષણ કર્યું. તેથી સરકારે તેમને તા. ૧૧–૯–૧૯૨૨ ને રોજ સાંજના ૫–૩૦ વાગે પકડી અમૃતસરની જેલમાં મોકલી આપ્યા. તે પછી તેમના પર કલમ ૧૧૭, ૧૪૩, ૧૪૭ અને ૧૦૯ મુજબ કેસ ચાલ્યો અને છેવટે તા. ૫ મી ઓક્ટોબરે મેજીસ્ટ્રેટે ૧૧૭ મી કલમ મુજબ એક વર્ષના અને ૧૪૩ મી મુજબ ૪ માસની સાદી કેદની સજા ફરમાવી ત્યારે સ્વામીજીએ કહી દીધું કે મેં મારા એક મિત્રને કેટલાયે દિવસ પર જણાવ્યું હતું કે "જો મેજીસ્ટ્રેટને નોકરીની પરવાહ નહિ હશે તોજ તે મને છોડી મુકશે. વળી મને ઓછામાં ઓછી એક વર્ષની સજા જરૂર થશેજ." સ્વામીજીને અમૃતસરની જેલમાંથી મિયાંવલીની જેલમાં મોકલવામાં આવ્યા. જેલ જીવનનાં સુખદુઃખોનો તેમણે અનુભવ કર્યો. પંજાબના ગવર્નર સર એડવર્ડ મેકલેગને સ્વામીજીની જેલમાં મુલાકાત લીધી. સ્વામીજીની તે વખતે દાઢી વધી ગઈ હતી.

ગવર્નરઃ—સ્વામીજી, તમારામાં કાંઈ ફેરફાર નથી થયો ?

સ્વામીજીઃ—આપની જેલમાં મેં હજામત નથી કરાવી એટલોજ ફેરફાર થયો છે.

ગવર્નરઃ—તમને અહીંયા ઠીક પડે છે ને ?

સ્વામીજીઃ—મને દરેક સ્થળે ઠીકજ પડે છે.

એ સાંભળી ગવર્નર પોતાની હેટ પર હાથ લગાવી જતા રહ્યા.

તા. ૨૬ મી ડિસેંબરે દરરોજના નિયમ મુજબ ૧૨ વાગે સ્વામીજી ઉપનિષદની કથા વાંચી સંભળાવતા હતા એટલામાં જેલરે આવીને સ્વામીજીને જણાવ્યું કે સ્વામીજી, હવે આપ છૂટા થયા છો.

સ્વામીજીઃ—હું કાલે જઇશ.

જેલર:—દસ મિનિટથી વધુ આપને હવે જેલમાં રાખી શકાય તેમ નથી.

સ્વામીજી:—આજની મારી કથા પૂરી કરીને બધા ભાઇઓને મળીનેજ જઇશ. શાંતિ પૂર્વક કથા સમાપ્ત થઇ અને સ્વામીજીને વૃદ્ધાવસ્થાના કારણુ નીચે સજાનો વખત પૂરો થતાં પૂર્વે મુક્ત કરવામાં આવ્યા.

જેલમાંથી છુટતી વખતે તેમણે કહ્યું હતું કે મને જેલમાંથી નીકળતી વખતે સારૂં લાગ્યું ન હતું. સ્વતંત્રતા બહુ પ્રિય અવસ્થા છે અને એની પુનઃપ્રાપ્તિથી આનંદ થવો જોઇતો હતો. સ્થૂલ દષ્ટિવાળાને માટે તો જેલમાં મનુષ્ય પરતંત્ર જણાય છે પણ મેં જેલના એકાંતનો લાભ લઇ આત્મચિંતનનો આનંદ લીધો હતો એની સરખામણીમાં જેલની બહાર નીકળ્યા પછી દેશસેવકો અને ધર્મસેવકોને અપ્રસન્ન કર્યા વિના સ્વતંત્ર નહિ રહી શકું. ખેર ! આપણી અવસ્થાઓ આપણને આધીન નથી. ”

જેલની આંતરિક વ્યવસ્થા વિષે સ્વામીજીનો સામાન્ય અભિપ્રાય એવો હતો કે હાલની જેલોમાં મનુષ્યો સુધરતા નથી પણ જેટલી બદીઓ બહાર છે તેટલી અને તેથી પણ વધૂ બદીઓ એ બંદીખાનાઓમાં ફેલાયલી હોય છે.

એ વખતે અસહકાર અને ખિલાફતની લડત પૂર જોશથી હિંદમાં ચાલી રહી હતી. સ્વામીજીએ બંને ચળવળમાં સારો ભાગ લીધો અને ખિલાફત કમિટિના પ્રમુખ પણ બન્યા. થોડા વખતમાં ખિલાફતનો મામલો પતી ગયો અને મલબાર, ગુલ્બર્ગ વગેરેમાં મુસ્લીમોની નાદીરશાહી ચાલી.

## (૧૪)
## મોપલા હત્યાકાંડ.

ઇ. સ. ૧૯૨૧ માં મલબારમાં રોમાંચ ઉભાં કરે એવો એક હત્યાકાંડ મોપલા મુસ્લીમોએ વ્યવસ્થિત રીતે મોટા પાયા પર કર્યો.

તેમણે સરકારની સામે બળવો ઉઠાવીને થોડાક દિવસો માટે મલબારમાં મોપલા રાજ્ય કરી નાંખ્યું. એ પછી હિંદુઓને મુસ્લીમ બનાવવાનું કામ એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર લઇને શરૂ કરવામાં આવ્યું એ હત્યાકાંડનો અંત હિંદુ ગુરખાઓની સંગીનોએ આણ્યો. જરાક શાંતિ થતાં જુલ્મના એ ખંડેરોમાં ઘુમીને પોતાની વૃદ્ધ આંખોએ હિંદુઓના આત્મભોગો જોવાને એ ભવ્ય સંન્યાસી એ વિભાગોમાં જઇ પહોંચ્યા અને જે કુવામાં હજારો હિંદુઓનાં શબ પડયાં હતાં તે જોયો. એ કુવો હિંદુઓનાં લોહી, માંસ, હાથ પગ વગેરે અવયવોથી ઠૂસી ઠૂસીને ભરી દેવામાં આવ્યો હતો. સંન્યાસી શ્રદ્ધાનંદ એ દૃશ્ય જોઇને બોલી ઉઠયાઃ—"આગ્રામાં મુસ્લીમ બાદશાહે દાંપત્યપ્રેમના સ્મારકરૂપ જે તાજમહેલ બંધાવ્યો છે તે તો ફક્ત એકજ છે પણ ધર્માંધ મુસ્લીમોએ દ્વેષ તથા અત્યાચારના સ્મારક રૂપ હજારો તાજમહેલ સ્થળે સ્થળે ઉભા કરી દીધા છે. પરમાત્મા તેમના પાપેની ક્ષમા આપે, અને હવે તેમને એવી સદ્‌બુદ્ધિ આપે કે જેથી ભવિષ્યમાં તેઓ આવાં પાપ ન કરે." એ પછી તેમણે ત્યાં શુદ્ધ સંગઠનનું કામ શરૂ કર્યું.

(૧૫)

## હિન્દુધર્મના વીરરક્ષક.

સ્વામી શ્રદ્ધાનંદજીને લાગ્યું કે હવે પંડિત લેખરામનું કાર્ય પૂરૂં કરવાનો સમય આવી પહોંચ્યો છે. તેમને વિચાર થયો કે હિન્દુજાતિ સર્વનાશના ઉંબરે આજે ઉભી છે. એક તરફ આંતરિક અનેસામાજીક સડાને લીધે તેનો હ્રાસ થઇ રહ્યો છે. અંત્યજો ધીમે ધીમે બળ, કળ અને પ્રલોભનથી પરધર્મમાં વટલીને બીજાઓને પણ વટલાવવાના પ્રયત્નો કરી રહ્યા છે. અંધશ્રદ્ધાપૂર્ણ મુસ્લીમો સંગઠિત સ્વરૂપમાં કુરાનનો સદેશો પઢાવી દેવાને કમર કસીને મોઢું ફાડી ઉભા છે. પાદરીઓની મીઠી જીભોમાં પણ અંદર હળાહળ વિષ ભર્યું છે. હિંદુસમાજના દ્વાર 'વૉટર ટાઇટ' છે. તેમાંથી નિકળી જવાય ખરૂં, પણ પાછા પેસી ન શકાય.

અંત્યજોનો ઓછાયો, અવાજ અને આકાર દેખાતાં અભડાઇ જવાની માન્યતા હિંદુઓમાં ઘર કરી રહી છે બીજી બાજુએથી આગાખાન જેવા કુબેરોના ધનથી અને ખ્વાજા હસન નિઝામીના વ્યવસ્થિત પ્રયત્નોથી લાખો હિંદુઓને મુસ્લીમ બનાવવાના પેતરા રમાય છે. હિંદુ-મુસ્લીમ ઐક્યના ઘેનમાં દેશના રાષ્ટ્ર નેતાઓ ખરી સ્થિતિને ન સમજતાં અવળે માર્ગે જઇ રહ્યા છે મુસ્લીમ પ્રજા સંગઠિત છે અને હિંદુ પ્રજા નિર્બળ, સંગઠન વગરની અને સતત હ્રાસવાળી છે તેથી નિર્બળ અને બળવાનની દોસ્તી બહુ ન નભે; અને નભે તો મુસ્લીમોમાં હિંદુઓને સમાઇ જવું પડે. તેથી સરખા ગુણશીલવાળમાં ઐક્ય યોગ્ય છે. એ સુત્રને અમલમાં મૂકવાના ઇરાદાથી સ્વામીજીએ હિંદુ સંગઠનનું કામ અંત્યજોધ્ધાર અને શુદ્ધિ એ બે દિશામાં આરંભ્યું. અંત્યજોને. શાળાઓ, કુવા અને મંદિરોમાં બીજા હિંદુઓ સાથે ભાગ લેવાનો એક મનુષ્ય તરીકે હક છે એ લડત તેમણે ખૂબ જોરથી ચલાવી. કોંગ્રેસદ્વારા અંત્યજોદ્ધારના ઠરાવો કરાવવાના પ્રયત્નો કર્યા. કોગ્રેસને સૂચવ્યું: “દરેક મહાસભાવાદીએ પોતાને ત્યાં એકેક અંત્યજને નોકર તરીકે રાખવો.” એમણે પોતે તો તેનો અમલ ક્યારનોયે કર્યો હતો.

૧૯૨૨ ના સપ્ટેંબરમાં કેટલાક મુસ્લીમોએ મુલતાનના હિંદુઓને લૂટ્યા અને માર્યા. વળી શીખોના ગુરૂદ્વારા અને હિંદુઓના મંદીરોને ભ્રષ્ટ કરી ધર્મગ્રંથો બાળ્યા. આવી ઘટનાઓની બીજે ઘણે સ્થળે આવૃત્તિઓ જોઇને અમૃતસર ખાતે જલીયાંવાળા બાગમાં એક જાહેર સભામાં સ્વામીજીએ ‘શુધ્ધિ અને સંગઠન’નો શંખ ફુંક્યો અને કાશીમાં સને ૧૯૨૩ માં હિંદુ મહાસભાનું મોટું અધિવેશન કરવાનો નિર્ણય થયો. સ્વામીજીએ ગામે ગામે ફરીને હિંદુ મહાસભાના કાર્યમાં જોડાવા માટે હિંદુઓને ઉત્સાહિત કર્યા.

(१६)

## મલકાના પ્રકરણ

સન ૧૯૨૩ ના આરંભમાંજ તેમણે મલકાનાઓની શુદ્ધિનું કાર્ય આરંભ કરી દીધું હતું. મલકાના પ્રાયઃ ક્ષત્રિય હતા. કેટલાક સૈકા પહેલાં મુસલમાનોના ભીષણ અત્યાચારોથી તેમણે કંઇક અંશે મુસલમાની ધર્મ સ્વીકાર્યો હતો, પરંતુ હિન્દુ ધર્મને કદિ છોડી દીધો નહોતો. તેમનાં નામ પણ હિન્દુજ હતાં. તેમનાં રૂપ—રંગ અને રહેણી કરણી હિન્દુઓનાંજ હતાં. કોઇએ ચોટલી કપાવી નહોતી. દેવતાઓની પૂજા તથા હિન્દુઓના રીત-રિવાજો પણ તેમણે છોડયા ન હોતા. સામાન્ય રીતે તેઓ પોતાની જાતવાળાઓ સિવાય કોઇ મુસલમાન સાથે વિવાહ કરતા ન હતા; પરંતુ વિવાહના અંતે મુસલમાન કાજીને સવા રૂપિયો આપવામાં આવતો હતો. અને તેમાંથી ચાર આના વિવાહ કરાવનાર બ્રાહ્મણને મળતા. કેટલાક ખત્નાની અધમ રીતનું પણ પાલન કરતા હતા. પરંતુ આટલી વાત સિવાય બાકીની સઘળી રીતે મલકાનાઓ હિન્દુઓનાજ રિવાજો પાળતા હતા. સેંકડો વર્ષ વીતી જવા છતાં તેઓમાં હિન્દુધર્મ પ્રત્યે પ્રેમ તથા વિશ્વાસ અચલ રહ્યા હતા. ઘણા સમયથી તેઓ ઇચ્છી રહ્યા હતા કે હિન્દુ ભાઇઓ તેમને શુદ્ધ કરીને પોતાનામાં મેળવી લે. સન ૧૯૨૨ ના ડિસેમ્બરમાં ક્ષત્રિય મહાસભાનો આગરામાં વાર્ષિકોત્સવ હતો, તેમાં તેઓને પોતા-નામાં મેળવી લેવાનો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. આ ઠરાવનો આધાર લઇ ૧૯૨૩ ના જાનેવારી માસમાં હિન્દુધર્મમાં પરમ શ્રધ્ધા રાખવાવાળા, તેમજ મનુષ્ય માત્રને તે ધર્મનો લાભ, સુખ અને શાંતિ પહોંચાડવાની અભિલાષાવાળા સ્વામી શ્રદ્ધાનંદજીએ મલકાના રાજપૂતોની પ્રાચીન ધર્મમાં રહેલી શ્રદ્ધા ઉપર મોહિત થઇ જઇને તેમની શુદ્ધિનો ઝંડો પોતાના હાથમાં ઉપાડી લીધો, અને ભારતીય શુદ્ધિસભા સ્થાપિત કરીને તેની ઉત્તરોત્તર ઉન્નતિ કરી. આ કાર્ય કરવામાં એક બાજુથી આર્યસમાજના સ્વયંસેવકોની સેના લઇને મહાત્મા હંસરાજ તથા

બીજી બાજુથી સનાતન ધર્મના ઉપદેશક મહામહોપાધ્યાય પંડિત ગિરિધર શર્મા, પંડિત યદુકુલભૂષણ વગેરે પોતપોતાની મંડળી લઇને પહોંચી ગયા. મુસલમાન પત્રકારો તથા લેખકો પ્રથમ એવું માનતા હતા કે મલકાનાઓએ પૂર્ણ રીતે મુસલમાન ધર્મ સ્વીકારેલો નથી. વ્યવહાર–વર્તાવમાં પણ તેઓ અધિક રીતે હિન્દુઓજ હતા, મુસલમાન ન હોતા. પરંતુ જ્યારે સ્વામી શ્રદ્ધાનંદજીએ તેઓની શુદ્ધિનું કામ ઉપાડયું ત્યારે મુસલમાન મોલવીઓએ તેની વિરૂદ્ધ જબરો ખળભળાટ મચાવી દીધો અને મલકાનાઓને પૂરા મુસલમાન બનાવી દેવા માટે સઘળી રીતના પ્રયત્નો કર્યા. ગાંધીપક્ષના ભકતો પણ શુદ્ધિની હીલચાલ તરફ શક ભરી નજરે જોવા લાગ્યા. પરંતુ સ્વામી શ્રદ્ધાનંદજી તથા તેમની સાથે કામ કરનારા અન્ય સજ્જનો પોતાના કાર્યમાં સફળ થયા અને અનેક હજાર મલકાના રાજપુતો મુસલમાની રીતિનો ત્યાગ કરી પ્રાયશ્ચિત્ત કરીને હિન્દુધર્મમાં પુનઃ સંપૂર્ણ રીતે સ્થિર થઇને પોતાની જાતિમાં મળી ગયા. ૧૯૨૪ના શ્રાવણ માસમાં કાશીમાં મળેલી હિન્દુ મહાસભાએ પણ મલકાના રાજપૂતોની શુદ્ધિનો ઠરાવ પાસ કરી દીધો. આથી આ કાર્યમાં ઘણી મોટી સહાયતા મળી ગઇ. મલકાનાની શુદ્ધિના કાર્યમાંથી નિવૃત્ત થયા પછી સ્વામીજી વિશેષે કરીને હિન્દુસંગઠન તથા અછૂતોદ્ધારના કાર્ય પાછળ લાગી ગયા. ખ્વાજા હસન નિઝામી તથા તેમના અનુયાયીઓએ હિન્દુઓને મુસલમાન બનાવવા માટે જે મોટું ષડ્યંત્ર રચ્યું હતું, તે સ્વામીજીના જાણવામાં આવતાંજ તેમણે નિઝામીનો "દાઇએ ઇસલામ" નામની ચોપડીનો હિન્દી ભાષામાં અનુવાદ છપાવીને તે વિષયમાં હિન્દુઓને સાવધાન બનાવીને તેઓને આત્મરક્ષા અર્થે સંગઠિત થવા પ્રોત્સાહિત બનાવી દીધા.

## વાઇકોમ સત્યાગ્રહ.

સને ૧૯૧૫માં મલબારમાં મોપલા લોકોએ વટલાવેલા તથા અન્ય રીતે દુઃખી કરેલા હિન્દુઓની સહાયતા અર્થે સ્વામીજી મલબાર ગયા, ત્યાં કેટલોક સમય તેમની કીંમતી સેવા બજાવ્યા પછી વાઇ-

કેમ સત્યાગ્રહના મામલામાં ભાગ લેવા ગયા, અને જે જાતોને અછૂત સમજવામાં આવતી હતી તેનું અછૂતપણું દૂર કરાવવા માટે ઘણો ભારી શ્રમ ઉઠાવ્યો. આ બન્ને કાર્ય માટે સ્વામીજીએ હજારો મૈલની મુસાફરી કરી.

(૧૭)

## મારામારી ન કરો.

મથુરામાં દયાનંદ શતાબ્દિ ઉજવાઇ ત્યારે પ્રમુખ સ્વામીજી હતા. પૂર્ણાહુતિને દિવસે તા. ૨૧-૨-૨૫એ કેટલાક આર્યયુવકો અને મથુરાના ચોબાઓ વચ્ચે ચકમક ઝરી. એ વિષેના ખબર પડતાં સ્વામીજી પ્રચંડ દંડ લઇને કેટલાક સાથીઓ સાથે તોફાનના સ્થાનપર જઈ પહોંચ્યા. સ્વામીજીની મુખમુદ્રા તદન શાંત અને ગંભીર હતી. તેમણે યુવકોને કહ્યું; 'બધા યુવકો અહીંથી પાછા ફરો. પણ જો તમારે મારામારી કરવીજ હોયા તો હું આ સ્થાને ઉભો રહું છું. પછી ભલે મારા માથા પર પથરાઓ પડે અને લોહી નીકળે.' આથી બંને પક્ષના લોકોની વેર લેવાની વૃત્તિ શાંત પડી. હિંદુઓની આ ચકમકનો મુસ્લીમોએ જુદોજ અર્થ કર્યો અને રસભેર ચર્ચા કરી. પણ સ્વામીજી તો કોઇપણ ભોગે મારામારી અટકાવવાજ માંગતા હતા.

(૧૮)

## જાન જોખમમાં

ગાંધીપક્ષને લાગ્યું કે ઐકયની ખડી કરેલી ઇમારત પડી ભાંગે છે. મુસ્લીમોને અજાયબી લાગી કે હવે તો હિંદુસમાજનાં દ્વાર ખુલ્લાં થયાં. હવે આપણી દાળ નહિ ગળે. અંત્યજો મુસ્લીમ નહિ બને અને વટલેલા મુસ્લીમો હિંદુ બનશે. એથી મૌલવીઓના ખોફ (ગુસ્સા)નો પાર ન રહ્યો. મુસ્લીમોએ બંગાળામાં હુલ્લડો શરૂ કર્યાં. લાહોર, પેશાવર, સહરાનપુર, અને રાવળપીંડીમાં રમખાણો મચ્યાં. કોઇ કોઇ સ્થળે હિંદુઓએ પણ પોતાનો પ્રભાવ દેખાડયો. સ્વામીજી આ દાવાનળમાં અડગ અને નિર્ભીક થઇને કામ કર્યે ગયા. હિંદને ખુણે ખુણે

ફરીને તેમણે બ્રહ્મચર્ય, શુદ્ધિ, અંત્યજોદ્ધારના સંદેશા દેવા માંડયા. એમનો પ્રાણ દર ક્ષણે જોખમમાં રહેવા લાગ્યો. હિંદુઓ અને આર્યજનતાને તેમના પ્રાણની ચિંતા રહેવા લાગી. અજમેરના મલ્લોએ સ્વામીજીને કહ્યું કે અમે આપના રક્ષણ માટે આપની પાસે રહેવા માંગીએ છીએ. સ્વામીજીએ કહ્યું કે "હું એ રીતે મૃત્યુથી બચવા માંગતો નથી. મેં મારૂં જીવન ઇશ્વરને ખોળે ધારેલું છે. જેનો અનંત હાથવાળો રક્ષક દર સ્થળે મોજુદ છે તેની રક્ષા માટે બે હાથવાળાની આવશ્યકતાની નથી."

એજ અરસામાં સ્વામીજી ગુજરાતમાં આવ્યા. નવસારી પાસે "સુપા"માં સંવત ૧૯૮૦ના માઘ સુદ ૧૩ (૧૮-૨-૨૪) ને રોજ હરિદ્વાર ગુરુકુલની શાખાની સ્થાપના તેમના હાથે કરવામાં આવી. સ્વામીજીએ નવસારી, સુરત, ભરૂચ, અને મુંબાઇમાં ભાષણો પણ કર્યાં. મુંબાઇમાં History of Assasins માંની અપ્રકટ વાતોને જાહેરમાં મુકીને ખ્વાજા હસન નિઝામી, આગાખાન અને મુસ્લીમોનું કપટ ઉઘાડું પાડયું. આ બધાં કાર્ય તેઓ પ્રાણની પરવાહ કર્યા વગર કર્યે જતા હતા છેલ્લવેલી રામાયણની કથા ટંકારા ખાતે દયાનંદ શત બ્દિ ઉત્સવ ઉપર કહીને પાછા ફરતાં તેઓ મહાત્મા ગાંધીજીને મળવાને સાબરમતી આશ્રમમાં ગયા હતા. મહાત્માજીને તેમણે કહ્યું કે "મારો જાન લેવાની ધમકીના પત્રો આવે છે. પણ હું તો ઇશ્વરને શરણે છું. તેની ઇચ્છા વગર એક તણખલું પણ હાલતું નથી. મને લાગે છે કે જ્યાં સુધી મારૂં કાર્ય કરવાનું બાકી હશે ત્યાં સુધી કોઇ મારો વાળ વાંકો કરી શકે તેમ નથી. એમજ થયું. તેઓ સિંહની માફક વિશાળ અને ભવ્ય કાયા સાથે હિંદમાં ઘુમતા રહ્યા ત્યાં સુધી કોઇની મગદુર નહતી કે તેમની પર આક્રમણ કરે. એ પછી જાણીતા મૌલવી તાજમહમ્મદની વિવાહિતા પુત્રી અશગરી બેગમે દિલ્હી જઇને વૈદિક ધર્મની દીક્ષા લઇ **શાંતિદેવી** નામ રાખ્યું. એથી એ બાઇના પતિએ સ્વામીજી અને બીજા કેટલાકો પર કેસ માંડયો. લાંબી મુદ્દતે કેસ ચાલ્યા બાદ તેનું પરિણામ સ્વામીજીના પક્ષમાં આવ્યું.

# મૃત્યુંજય શ્રદ્ધાનંદ.

## મોતની આગાહી

સ્વામીજી બંગાળાની યાત્રા કરીને દિલ્હી ગયા. મુસાફરી દરમ્યાન શરદી લાગવાથી તેમને ન્યુમોનીયા લાગુ પડયો. તેઓ ડો. અન્સારીની સારવારમાં હતા. તેમને એ ભલા મુસ્લીમ ડાકટરપર ખૂબ વિશ્વાસ હતો. ૭૧ વર્ષની વયનું વૃદ્ધ શરીર થયું હતું છતાં તેઓ એ વ્યાધિ સામે નિડરતાથી લઢયા અને આખરે સાજા થતા ચાલ્યા. સ્વામીજી વ્યાધિને વશ કરનાર હતા. તેમના શરીરમાં હર્નિયા, હરસ અને સળેખમ એવા ત્રણ વ્યાધિઓ ઘર કરીને પડયા હતા છતાં આત્મબળ વડે તેઓ શરીરને ટકાવી રહ્યા હતા અને સમુદ્રના પ્રચંડ પ્રવાહની માફક પ્રવૃત્તિઓ કર્યે જતા હતા.

ન્યુમોનીયા મટયા પછી સ્વામીજીમાં અદ્‌ભુત ફેરફાર દેખાયો. તેમને ભણકારા વાગી રહ્યા હતા કે મોત નજીક છે. મૃત્યુના થોડાકદિવસો પર પોતાના પુત્ર પં. ઇન્દ્રજીને બોલાવીને સ્વામીજીએ કહ્યું:—'આ શરીરનું હવે કાંઇ નક્કી ન કહેવાય. હું ભાગ્યેજ બચું, પણ તમે એક કામ જરૂર કરજો. મારા ઓરડામાં આર્યસમાજના ઇતિહાસની સામગ્રી પડી છે. તેને સાચવીને રાખજો અનેસમય મેળવીને જરૂર ઇતિહાસ લખી નાંખજો. એક બીજી વાત કહી દઉં. ઇતિહાસ લખતી વખતે તેમાં મને Spare (માફ) ન કરતા. મેં મોટી મોટી ભૂલો કરી છે. તમને ખબર હશે કે હું શું કરવા માગતો હતો અને કઇ તરફ વળી ગયો." આટલું કહેતાં કહેતાં તેમનું દીલ ભરાઇ આવ્યું અને આંખો બંધ કરી લીધી.

ડો. સુખદેવ:—સ્વામીજી, હવે આપની તબીયત સારી થતી જાય છે અને ધારૂં છું કે બે દિવસમાં આપને રોટલી ખાવા આપી શકીશ.

સ્વામીજી—આપ બધા એમ કહો છો. પણ મારૂં શરીર હવે સેવાને યોગ્ય રહ્યું નથી. આ રોગી શરીરથી હવે દેશનું કલ્યાણ થઇ

શકે તેમ નથી. હવે તો અંતરમાં એકજ ઇચ્છા છે કે બીજો જન્મ લઈને નવીન શરીરથી આ જીવનનું કાર્ય પૂરૂં કરૂં."

બલિદાનના બે દિન પૂર્વે વ્યાખ્યાન વાચસ્પતિ પં૦ દીનદયાલુ શર્માજી સ્વામીજીને મળવા ગયા હતા, સ્વામીજીએ અશક્ત છતાં જરાક ઉઠીને તેમનો સત્કાર કર્યો અને વાતચીત થવા લાગી.

પં૦ દીનદયાલુજી (સ્મિત કરીને)–સ્વામીજી, મારાથી પં૦ માલવીયાજી એક વરસે ઉમરમાં મોટા છે અને તેમનાથી આપ એક વરસે મોટા છો. હજી અમારે ઘણું કામ કરવાનું બાકી છે. તો આપ આટલી જલ્દી મોક્ષની તૈયારી કરવા કેમ મંડી પડયા? પણ હવે તો આપ સાજા થઇ જશો.

સ્વામીજી—પંડિતજી, હું આ કળિયુગમાં મોક્ષની ઇચ્છા નથી રાખતો. હું તો એટલુંજ ઇચ્છું છું કે આ ખોળીયું બદલીને નવું ધારણ કરૂં. હવે આ શરીરથી સેવા થઇ શકે એમ નથી. ઇચ્છા છે કે ફરી આજ ભારતમાં જન્મ લઇ શુધ્ધિ દ્વારા જાતિ અથવા દેશની સેવા કરૂં.

દેહાન્તના એક દિવસ અગાઉ સાયંકાલે સ્વજન પરિજનો તેમની પાસે બેઠા હતા. સ્વામીજીની ધર્મપુત્રી શાન્તિદેવી (અશગરી બેગમ) પણ પાસે બેઠી હતી લાલા દેશબન્ધુએ સ્વામીજીને પૂછ્યું કે ડોકટરો કહે છે કે આપની તબીયત સારી થતી જાય છે. આપને પણ તેવોજ અનુભવ થાય છે ને?

સ્વામીજીઃ—ડોકટરો ગમે તે કહે પણ મને આત્માનો એજ શબ્દ સંભળાઇ રહ્યો છે કે હવે આ શરીર ઉપયોગનું નથી. હવે હું જવાને માટે તદન તૈયારી કરીને બેઠો છું.

આ રીતે તપસ્વી સ્વામીજીની આંતરદૃષ્ટિ આહુતિના સમયની પ્રતીક્ષા કરી રહી હતી.

## મૃત્યુ દિવસ.

તા૦ ૨૩ ડિસેંબર ૧૯૨૬નો દિવસ હતો. સ્વામીજીએ માંદગીપછી તેજ દિવસે જરાક ખોરાક ખાધો હતો. બપોરે ઉંઘ લઇને ઉઠી શૌચાદિથી

નિવૃત્ત થઇને તકીયાએ અઢેલીને બેઠા હતા. એટલામાં અબ્દુલ રશીદ નામનો મુસ્લીમ સ્વામીજીના બર્નએસીયન રોડ પરના એ મકાન પર જઇ પહોંચ્યો અને સ્વામીજીને મળવાની ઇચ્છા બતાવી. સેવક ધર્મસિંહે સ્વામીજીની અશક્તિના કારણે તે મુસ્લીમને થોડા દિવસ પછી આવવાનું કહ્યું. આ રકઝક ચાલતી હતી તે સ્વામીજીએ સાંભળી અને પેલા મુસ્લીમને અંદર લઇ આવવાને નોકરને કહયું. અબ્દુલ રશીદે જઇને કહ્યું મારા શેઠને તમારી સાથે કાંઇક ધાર્મિક ચર્ચા કરવી છે.

સ્વામીજીઃ—ભાઇ, તમારી દુઆથી જલ્દી સાજો થઇ જાઉં એટલે વાતો કરીશું.

પાતકીનું હૃદય લોહી પીવાને ધક્‌–ધક્ કરી રહ્યું હતું. તેના હોઠ સુકાઇ રહ્યા હતા. તેણે પાણી માગ્યું. સેવક પાણી આપીને ગ્લાસ મૂકવા બીજા ખંડમાં ગયો એટલે ખુનીને જોઇતી તક મળી. ઠંડે પેટે એણે રિવોલ્વર બહાર કાઢી. સામે તકીયાને અઢેલીને સિંહવત્ સ્વામીજી બેઠા હતા. એક ક્ષણને માટે બંનેની આંખો મળી.

## ધન્ય ક્ષણ !

ઓ હો ! તે ક્ષણ કેટલા મહત્વની હતી ! એક ક્ષણમાં વિચારોના પ્રવાહે કેવું રૂપ લઇ લીધું હશે ! સત્કાર માટે પુષ્પ–માળા સારૂ ફુલ તોડવાને લોકોને મના કરનાર અહિંસક સાધુ સામે પિશાચ રિવોલ્વર લઇને ઉભો હશે ત્યારે શું સ્વામીજી તેને જોઇને ગુસ્સે થયા હશે કે ગળગળા થઇ ગયા હશે ? ના. તેઓ તો પોતાના નિર્બળ શરીરદ્વારા પણ દધીચિ માફક દેશ, ધર્મ અને જાતિની સેવા કરવાને તૈયાર હતા. તેમને તો પોતાને હાથે ઉગાડેલા વૃક્ષમાં રુધિર સીંચી દેવાની આ તક મળી હતી. સ્વામીજી જે શાનથી આ દુનિયામાં આવ્યા હતા અને રહ્યા હતા તેથી બમણી શાન અને સોગણા માનથી તેઓએ જવાની તૈયારી કરી હતી. એ ક્ષણોમાં સ્વામીજીના મનમાં શા શા વિચારો રમી રહ્યા હશે તેની જો જાણ

થાય તો જીવન અને મૃત્યુની સમસ્યા સમજાય. એ ક્ષણોની કલ્પના અદ્‌ભુત છે, તેની ભાવના જ આર્યજાતિના જીવનમાં પ્રાણ ફૂંકી દેવાને પૂરતી છે. એ ક્ષણો સંસારના ઇતિહાસમાં કદી નહિ ભૂલાય? ક્ષણો વીતી ગઇ. આ વિશ્વબંધુત્વના યુગમાં, દેશમાં અહિંસાના પૂજારી ગાંધીજીની હાજરી છતાં એક સાધુ પુરુષનું ખૂન રેડાયું. ચાર ગોળીબાર થયા, અને સ્વામીજીનો અમર આત્મા પ્રણવજાપ કરતો ભીષ્મની માફક ઉત્તરાયનનો સૂર્ય થતાં, જીર્ણ પિંજર છોડીને ઉડી ગયો. સ્વામીજીના સોળ વર્ષથી અંગરક્ષક બનેલા સેવક ધર્મસિંહે ખુની પાસેથી રિવોલ્વર ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો, પણ ખૂનીએ તેની પર પણ ફાયર કર્યો એટલે ગોળી જાંઘમાં લાગવાથી તે લોહીલુહાણ થયો. ગડબડ સાંભળી સ્વામીજીના સેક્રેટરી અને શિષ્ય સ્નાતક ધર્મપાલ ત્યાં જઇ પહોંચ્યા. અને ગુરુકુલમાં કુસ્તીના દાવપેચો શીખેલા તેનો ઉપયોગ કરીને તેમણે આંટી મારી ખૂનીને પાડી નાંખી તમંચાવાળો હાથ પકડી રાખી તેની છાતી પર ચઢી બેઠાં. અડધા કલાક સુધી ધમપછાડ ચાલુ રહી. લોહીલૂહાણ હાલતમાં ધર્મસિંહ લથડતો લથડતો વરંડામાં ગયો અને બુમો મારી. સ્વામી ચિદાનંદજી, પં૰ ઇન્દ્રજી વગેરે ભેગા થયા અને તે પછી અરધા કલાકે પોલિસે આવીને ખુનીને રાઇફલ સાથે કબજે લીધો.

## શોકમાં ડૂબેલું હિંદ.

સ્વામીજીની કત્લના સમાચાર વિદ્યુતની માફક દેશને ખૂણે ખૂણે ફરી વળ્યા. જેણે સાંભળ્યું તે હેબતાઇ ગયા. ચુલાઓ પરથી તવીઓ ઉતારી લેવાઇ. ભોજન કરતાં કરતાં થાળી મુકીને લોકો ઉભા થઇ ગયા. વિદ્યાર્થીવર્ગ પુસ્તકો પડતાં મૂકી બહાર નીકળ્યો. દુકાનો પર તાળાં ઠોકાઇ ગયાં આર્યકુટુંબોની અશ્રુધારા અને નિસાસાથી વાતાવરણ ઉનું થઇ ગયું. ગુરુકુલના સ્નાતકો ગુરુકુલના રૌપ્ય મહોત્સવ પ્રસંગે જે આચાર્ય-પિતાને ચરણે રૂા. ૩૦૦૦૦ ની ગુરુદક્ષિણા ધરવાના હતા તે વિધિ પૂરી થાય તે પૂર્વે તા. ૨૪ મીના સવારના સાડા

ત્રણ વાગે આ બલિદાનના સમાચાર ત્યાં જઇ પહોંચતાં દૃશ્ય હૃદય-ભેદક થઇ પડયું. એ ગુરુકુલ તો સ્વામીજીનું કુટુંબ ! પિતાનું મૃત્યુ તેના ૭૦૦ ધર્મપુત્રોને ન રડાવે ? જેની મીઠી છાંય દૂર રહ્યાં રહ્યાં પણ અનુભવાતી હતી તે આજે જગતમાંથી દૂર થયા છે એ જાણીને તે બ્રહ્મચારીઓએ કેવું કારમું રુદન કરી મૂક્યું હશે ? પણ તે તો સિંહનાં બચ્ચાં હતાં. તેમને તો સ્વામીજીએ યજ્ઞોપવીત સંસ્કાર વખતે ગળથુથીમાં સ્વાર્પણ અને બલિદાન પાયાં હતાં. તેમની આગળ આચાર્ય દયાનંદ અને પંડિત લેખરામના મૃત્યુમંત્રો મુકાઇ ગયા હતા. એટલે તેઓ તો આ આચાર્યના વીરત્વભર્યા બલિદાનનાં દર્શન કરવાને દિલ્લી જઇ પહોંચ્યા.

તા ૨૫ મીના નાતાલના દિવસે સ્વામીજીનું શબ સરઘસના આકારમાં કાઢવામાં આવ્યું. મનુષ્યના ઉલટેલા સમુદ્રની વચ્ચે રાજ-સિંહાસનપર બેઠેલા સ્વામીજીનું શબ કાંઇ કહેવાને તલપી રહ્યું હોય એમ જણાતું હતું. શહેનશાહોનાં કેટલાયે સરઘસો અને પાયદસ્તો આ પાયતખ્ત દિલ્લીમાં નીકળ્યાં હશે. પણ શહીદ શ્રદ્ધાનંદનું સરઘસ તો ઇતિહાસને પાને અમર રહેશે. દિલ્લીના મુગલ બાદશાહો તેમની કબરોમાં પડયા પડયા આ અઢી લાખથી ઉભરાતી જનતાનુ સરઘસ જોઇને ઇર્ષા કરી રહ્યા હશે. પીળી ધોતીવાળા બ્રહ્મચારીઓ, ઉઘાડા માથા અને ખુલ્લા પગોવાળા શીખો, છત્રરહિત થએલા અંત્યજો, સંરક્ષક જતાં બેબાકળા બનેલા હતાશ હિંદુઓ, કારી ઘાથી ઘેલી બનેલી ગ્રામ્ય જનતા, ગંભીર ચહેરે ચાલતો સ્ત્રી વર્ગ અને પોલિસ ફોજ તે સરઘસમાં ચાલતાં હતાં. એક દિલ્લીમાં બીજું દિલ્લી સમાઇ ગયું હતું.

## ચિતાને ભેટ.

સ્મશાનભૂમિમાં ચન્દનની ચિતા ખડકાઇ. ભવ્ય શરીર યોગ્ય રીતે તેની ઉપર મુકાયું. વૈદિક વિધિથી અંત્યેષ્ટિ સંસ્કાર થયો. અગ્નિની જવાળાઓ વીંટળાઇને સ્વામીના શરીરની રક્ષા—રાખ કરી રહી. તેજના પુંજ અને પુણ્યપ્રકોપના અવતારરૂપ શ્રદ્ધાનંદ અને અગ્નિદેવ !

બંને મિત્રો ભેટયા ! **सर्वं वै पूर्ण स्वाहा ॥** યમુના તટે ઘણીયે ચિતાઓ મંડાઇ હશે. પણ આ દૃશ્ય અદ્‌ભુત હતું. **भस्मांतं शरीरम ।** ધર્મશાસ્ત્રો, અને ઉચ્ચ સંસ્કારી આત્માઓ કહે છે કે આ પ્રસંગેજ સ્વામીજીને અમર બનાવ્યા, મૃત્યુંજય બનાવ્યા. સ્વામીજી મરતાં મરતાં હિન્દુ જાતિને અમરત્વનો સંદેશ દેતા ગયા કે **"મને પુનર્જન્મમાં વિશ્વાસ છે. હું ફરી ભારતમાં જન્મ લઇને શુદ્ધિ તથા સંગઠન દ્વારા દેશ અને જાતિની સેવા કરીશ !"**

## લાલાજીની ગર્જના.

૨૬ મી ડિસેંબરને દિવસે સ્વામીજીના અંત્યેષ્ટિ સંસ્કાર પછી શોકાતુર હૃદયોની મેદિની ભરાયલી છે. લાખોની સંખ્યામાં માતાઓ અને તેમનાં બચ્ચાં ડુસકાં લઇ રહ્યાં છે. સીસકાર સિવાય ત્યાં બીજો અવાજ નથી સંભળાતો. હજારો હૃદયો રડી રહ્યાં છે. જે નેતાની આગેવાની તળે આ સૈન્ય જઇ રહ્યું હતું તે વીર નેતાની ગેરહાજરી હૃદયને રડાવે છે. લાલા લજપતરાય ગૌહત્તીની કોંગ્રેસમાં ન જતાં દિલ્લીમાં આ પ્રસંગે હાજર છે. તેમને માથે હિંદુ જનતાની લાગણીને યોગ્ય માર્ગે વાળવાની જવાબદારી છે. તેઓ એ દિવસની સભામાં ગરજી ઉઠે છે:—

આજે ત્રણ દિવસ થયાં ૨૪ કરોડ હિંદુઓમાં હાહાકાર થઇ રહ્યો છે. કોઇ પિતાપુત્રના સંબંધથી, કોઇ ગુરુશિષ્યના સંબંધથી અને કોઇ સંસ્થાના સંબંધથી ગુરુ શ્રદ્ધાનંદને નામે આંસુ વહાવે છે. હિન્દુજાતિ સૌથી મહાન વીર સંન્યાસીના નામ પર આંસુ વહાવી રહી છે. સ્વામીજીનું મૃત શરીર મારી આંખો આગળ રમી રહ્યુ છે. તે અવાજ કરીને કહે છે કે મહાન આર્ય જાતિએ રડવું ન જોઇએ. આર્યો રોતા ન હતા. એ ખરી વાત છે. સ્વામીના મૃત્યુ પર વિલાપ ન હોય. એના અસ્થિમાંથી તો એક એવું વૃક્ષ ઉગશે કે જેની ડાળીઓ આકાશે પહોંચશે. જરા સબુર કરશો તો આપણે બતાવી દઇશું કે ખૂની પોતાની ધારણામાં ભૂલ્યો હતો. યમુના મૈયા

સ્વામીજીની ભસ્મને ભલે ઘસડી જાય પણ શુદ્ધિના સનાતન મેરૂને નહિજ તાણી શકે. આર્યજાતિ નથી મરવાની. સ્વામીજીનું મૃત્યુ તો જીવન અને પ્રગતિનું એંધાણુ છે. હું આજે આહ્વાન નથી આપતો પણ એટલું સાફ સાફ કહી દઉં છું કે સ્વામીજીને હણીને વેદ-ધર્મની જડમૂળ ઉખેડવાની ધારણા રાખનારાઓ ભૂલ્યા છે. હજુ તો હિન્દુજાતિની પેઢી દર પેઢીઓ જન્મશે અને શ્રદ્ધાનંદના સ્તવનો ગાતી ગાતી હિંદુ માતાઓનાં સ્તનમાંથી શુદ્ધિનાં ધાવણો ધવશે અને ધર્મ પર પ્રાણનાં બલિદાન દેશે."

## મુસ્લીમ સંસ્કૃતિનો આદર્શ ફાંસીને માંચડે.

ખૂની અબ્દુલ રશીદે પોલીસને જુબાનીમાં કહ્યું કે "શુદ્ધિની હીલચાલ તરફ મને તિરસ્કાર હોવાથી હું સ્વામી શ્રદ્ધાનંદ, પંડિત માલવીયા અને લાલા લજપતરાયને મારી નાંખવાની તક જોયા કરતો હતો. તે માટે મેં થોડા વર્ષો અગાઉ અફઘાનિસ્થાનની મુસાફરી કરી હતી અને પત્નીને તલાક (છુટા છેડા) આપી દીધા હતા. કારણ કે હું જાણતો હતો કે મારે ભવિષ્યમાં આવું પવિત્ર (!) કામ કરવાનું છે. મારો ધર્મ ફરમાવે છે કે હવે હું બહિશ્તમાં જઈશ. વગેરે"

અબ્દુલ રશીદ ! આજ સુધીમાં તારા જેવા હજારો મુસ્લીમો અનેક ધર્માત્માઓનાં ખુન કરીને બહિશ્તમાં જઇ બેઠા હશે અને હવે તો ત્યાં ખૂબજ ભીડ થઇ ગઇ હશે ! પણ પરમાત્મા તો ન્યાયી છે. એને ત્યા તો ભેદભાવ નથી.

ઉપલા સ્પષ્ટ એકરાર પછી મૌલાના(!) મહમદઅલી જેવા સલાહકારોની સમજાવટથી ખૂનીએ પ્રથમ ગાંડો થવાનો ઢોંગ કર્યો અને પછી તે છોડીને એમ કહ્યું કે "મેં ખૂન કર્યુંજ નથી પણ સ્વામીના શબ આગળ મને લઇ જઇને પરાણે ઉભો કર્યો હતો."

એ પછી ખૂનીને ફાંસીની સજા થઇ. પણ મુસ્લીમોએ આતતાયીને બચાવવાને માટે મોટું ફંડ એકઠું કરી હાઇકોર્ટમાં અપીલ કરી. ત્યાં સજા કાયમ રહ્યાથી પ્રીવીકાઉન્સિલમાં પ્રિન્સ ઓફ વેલ્સના ધારાશાસ્ત્રીને રોકીને અપીલ કરી. ત્યાં પણ સજા

કાયમ રહી. એટલે ના. વાઇસરાયપર હજારો મુસ્લીમોની સહી સાથે એક ક્ષમાવાચના પત્ર મોકલવામાં આવ્યું. પણ તે નામદારે સજા માફ ન કરી.

તેથી અંતે ખૂનીને અંબાલાની જેલમાંથી દિલ્લી ખાતે લઇ જઇ તા. ૧૪-૧૧-૨૭ ને રોજ સવારના ૮ વાગે સેંટ્રલ જેલમાં ફાંસી દેવામા આવી અને એ રીતે મુસ્લીમ સંસ્કૃતિનો આદર્શ ફાંસીએ ચઢયો. જેલની બહાર આશરે ૫૦૦૦૦ મુસ્લીમો ખૂનીની લાસને ખાસ બંદગી માટે જુમા મસીદમાં લઇ જવાને એકઠા થયા. પણ સરકારે જેલની સામેના કબ્રસ્તાનમાં દફનાવવાનું જણાવ્યાથી મુસ્લીમોએ હુલ્લડ કરીને જેલના કંપાઉન્ડના દરવાજા તોડી નાંખ્યાં; અને લાસને ઉપાડી ચાલવા માંડયું. તેઓના ધસારાને રોકવાને પોલીસ નિષ્ફળ નીવડી અને હુલ્લડખોર મુસ્લીમોએ ચાવડી બજારના હિંદુ-વેપારીઓના વિભાગમાં દાખલ થઇ હિંદુઓને મારવા અને દુકાનો લુંટવા માંડી. લગભગ ૫૩ હિંદુઓ ઘાયલ થયા, અને એક મરણ પામ્યો. સરકારે ૧૧૦ જણાને પકડી કેટલાકને છોડી દીધા.

આર્ય સંસ્કૃતિના આદર્શરૂપ સંન્યાસી શ્રદ્ધાનંદને મુસ્લિમ સંસ્કૃતિના આદર્શરૂપ અબ્દુલ રશીદે શહીદ બનાવ્યા બાદ એ ખૂનીને બચાવવા માટે મુસ્લીમ નેતાઓએ અને પ્રજાએ જે ધમપછાડા માર્યા, પેગંબરો પર થતાં હુમલા માટે પેગંબર-યશ-રક્ષાનો કાયદો ઘડાવ્યો અને છેવટે ખૂનીની ફાંસી વખતે મુસ્લીમ સંગઠનનો થોડોક પરિચય આપી સરકારના કાયદા અને હિંદુઓના અસ્તિત્વને પડકાર કર્યો એ સર્વ બાબતો સ્પષ્ટ સિદ્ધ કરાવે છે કે મુસ્લીમ અને હિંદુઓ વચ્ચે ધર્મયુધ્ધ છેડાઇ ગયું છે. સરકાર તટસ્થ રહી છે. જો તે ધારે તો મુસ્લીમ ગુંડાપણાને કાબુમાં લાવી શકે તેમ છે. આ ધર્મયુધ્ધને અંતે બંને કોમોમાંથી એક પણ કોમ હિંદ છોડીને ચાલી જવાની નથી. પણ આ સંઘર્ષનો અંત ત્યારેજ થશે કે જ્યારે હિંદુઓ બાયલાપણું છોડીને વીર મર્દ બની સ્વરક્ષણ માટે તૈયાર થશે, અને મુસ્લિમો ધાર્મિક અંધશ્રદ્ધાને છોડી હેવાનીયતને ત્યાગશે.

# * શ્રદ્ધાનંદજીની સંવત્સરી *

## આર્ય મહાસભા.

આર્યો સંવત્સરી જુદીજ રીતે ઉજવે, અને તર્પણ પણ અનેરાં કરે. શ્રદ્ધાનંદજીના સ્વર્ગવાસ પછી લગભગ ડઝન આર્ય વીરોનાં રૂધિરથી તર્પણ થયા બાદ તા. ૩ જી નવેંબરથી ચાર દિવસ સુધી સાર્વદેશિક સભાનો મહોત્સવ ( આર્ય મહાસભા ) દિલ્હી ખાતે મહાત્મા હંસરાજજીના પ્રમુખપણા નીચે ખૂબ શાંતિથી ઉજવાયો. ૧૫૦૦૦ આર્ય નરનારીઓનો ઉત્સાહ અપૂર્વ હતો. બરેલી વગેરે સ્થળોની માફક દિલ્હીના કમિશ્નરે પણ મહાસભાનું નગર કીર્તન અટકાવ્યું. ઉપસ્થિત આર્યોએ સત્યાગ્રહ કરવાની પ્રબલ ઈચ્છા બતાવી. પણ આર્યનેતાઓએ એ જોસને વશ રાખીને વ્યવસ્થિત રીતે રચનાત્મક કાર્ય કરવા માટે ૧૦૦૦૦ સ્વયંસેવકો અને સહાયક ફંડમાં રૂ. ૫૦૦૦૦ એકઠા કરી પછી સત્યાગ્રહ ઉપાડવાનો અને સરકાર અને મુસ્લીમ જનતાને સ્પષ્ટ ચેતવણી આપવાના ઠરાવો પસાર કરાવ્યા. વીર શ્રદ્ધાનંદજીની દલિતોધ્ધાર, શુદ્ધિ, સંગઠન, જન્મની જ્ઞાતિનો ભંગ, વગેરે પ્રવૃત્તિઓને અમલમાં મૂકવાનું મહાસભાએ બીડું ઝડપ્યું. સૌથી મહત્વના કાર્યની દિશા તરફ ભાઈ પરમાનંદજી મહાસભાને દોરી ગયા. તેમણે બતાવ્યું: આર્યસમાજને આત્મશુદ્ધિ કરવાની જરૂર છે. તેથી જન્મની જ્ઞાતિ અને પેટા જ્ઞાતિઓનો નાશ કરી દઇને કર્માનુસાર વર્ણ માનીને તદનુસાર લગ્ન અને ભોજન વ્યવહાર થવાં જોઇએ. ઉપલા મતલબનો સ્પષ્ટ ઠરાવ પસાર કરાવી તેમાં દરેક આર્યસમાજને આદેશ કરવામાં આવ્યો કે આર્યસમાજનો તેજ સભ્ય કે અધિકારી રહેવો જોઇએ કે જે ગુણ કર્માનુસાર વર્ણને માનીને તેને અમલમાં મૂકે. આ કોંગ્રેસે જે મહત્વના પ્રસ્તાવો પાસ કર્યા છે અને તેને અમલમાં મૂકવા મૂકાવવા જે અપૂર્વ ઉત્સાહ દેખાડયો છે તે જોતાં સ્વામીજીની સંવત્સરી સ્વર્ગસ્થના ઉત્સાહ અને કાર્યને દીપાવે તેવી રીતે ઉજવાઈ છે. વ્યાખ્યાનમાં લાલા લજપતરાયજીએ જણાવ્યું કે હું અત્યારે આર્યસમાજનો સભ્ય નથી. પણ મારો આત્મા અને હૃદય આર્યસમાજની સાથે છે. જે દિવસે મને લાગશે કે આર્યસમાજ પર અસહ્ય આપત્તિ આવી પડી છે તેજ દિવસે હું અન્ય પ્રવૃત્તિઓ છોડી દઇને એક અદના સભ્ય થઇ સમાજની

દરેક પ્રવૃત્તિમાં શામેલ થઈશ. વીર શાંતિદેવીએ :(પૂર્વની અશગરી બેગમે) જોસદાર વાણીમાં જણાવ્યું કેઃ-"આર્યો, હજી સુધી તમે મુસ્લીમોનાં કાવતરાને શોધી કાઢવા માટે સરકારને વીનવો છો? તમે એની શોધ જાતે કરો અને ગુનેગારોને યોગ્ય શાસન કરો." આ મહોત્સવમાં કોલેજ અને ગુરુકુલ પાર્ટીઓ એક થઇ. પં. નેકીરામ શર્મા અને પંડિત માલવીયાજીએ જણાવ્યું કે આ કોંગ્રેસ એકલા આર્યસમાજીઓની નહિ પણ સમસ્ત હિંદુજાતિની છે. આ રીતે સ્વામીજીની સંવત્સરી શહીદોના રુધિરના તર્પણથી, આર્યસમાજની બે પાર્ટીઓની સમાધાનીથી, હિંદુજાતિના રક્ષક તરીકે આર્યસમાજે કીર્તિ મેળવી 'રક્ષક' પદ ધારણ કર્યાથી, જન્મની જ્ઞાતિનો ત્યાગ કરી સાચા વર્ણાશ્રમધર્મપર પદારૂઢ થવાના કોંગ્રેસના આદેશથી, અંત્યજોધ્ધાર અને શુધ્ધિની પ્રબલ હીલચાલથી, અને જરૂર પડયે ધર્મની વેદિપર હજારો સ્વયંસેવકો આર્ય સત્યાગ્રહને રસ્તે હોમાઈ જવાને તૈયાર થવાના ઉત્સાહથી ઉજવાઈ છે. આર્ય શહીદોની સંવત્સરી એવીજ રીતે ઉજવાય.

---

## સ્વામીજીના પ્રિય શ્લોકો.

उद्धरेदात्मनात्मान मात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुः आत्मैव रिपुरात्मनः ॥
बन्धुरात्माऽऽत्मनम्तस्य येनात्मैवात्मनाजितः ।
अनात्मानम्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥

(ભગવદ્ગીતા)

અર્થ—આત્મશકિતથી પોતાની ઉન્નતિ કરવી. પોતાને પતિત ન થવા દેવો; કારણ કે આત્માજ મિત્ર છે અને તેજ શત્રુ પણ થઇ શકે છે. જેણે પોતાના આત્માને જીત્યો છે તેનોજ આત્મા મિત્ર થાય છે. પણ અનાત્મા માટે પણ તે શત્રુવત્ વિરોધી થાય છે.



## પ્રિય ભગિની

# સૌ. કૌમુદી દેવી (જ્યોત્સનાદેવી.)



**જન્મ.**
પોષ વદિ ૧૫,
સંવત્ ૧૯૬૩.
તા ૧૪-૧-૨૭

પ્યારે સુમન ! સુંદર અનુપમ, ઝૂમતે કિસ ડાલમેં;
હા ! ક્યા લિખા વિધિને તુમ્હારે પુણ્ય પાવન ભાલમેં.
લહરા રહે થે કિસ લતામેં, કિસ મનોરમ કુંજમેં;
સુષમા તુમ્હારી છા રહી, અલિપુંજકે નવગુંજમેં.
પર નિઠુર માલી તુમ્હેં હા, આજ ચુનકર લે ચલા;
સૂની હુઇ વેલી નવેલી, દુઃખ દૂના દે ચલા.
કોઇ ન હૈ, જગમેં ન હોવે, લક્ષ્ય જો ઇસ કાલકા;
ફિર ભી સખે ! મત ભૂલના, તુમ હાલ ઇસ પ્રિય ડાલકા.

—ચંદ્રકાંત (શ્રીનિધિ)

**અકાલ અવસાન.**
અષાડ સુદિ ૩,
સંવત્ ૧૯૮૩.
તા.૨-૭-૨૭

# સદ્દગત વ્હાલી બેન કૌમુદી !

ગુજરાતી હસ્તલિખિત માસિક "આર્યદેવી" ના તંત્રી અને ગુજરાતના કેટલાક જાણીતા સ્ત્રી ઉપયોગી માસિકોની લેખિકા ઉપરાંત આર્યભાષા (હિંદી)ના 'પ્રભાત' પત્રના મહિલા સંસારની સંપાદિકા તરીકે તેં સાહિત્ય દેવીની પૂજા કરી; સ્વામી શ્રદ્ધાનંદજી આપણી કુટુંબ નૌકાના જ્યોતિ સ્તંભ હતા અને તેમના લેખો તથા ઉપદેશોના આપણા ઘરમાં થતા સ્વાધ્યાયથી તારો પવિત્ર આત્મા ઘડાયો હતો; સંસાર નૌકાનું સુકાન હાથમાં ઝાલ્યું ત્યારે પણ એજ સંન્યાસીની તથા આર્યરક્ષા સમિતિના પ્રધાન નારાયણ સ્વામીની શુભાશીષો તારા પર ઉતરી હતી; સ્વામીજીના મૃત્યુ સમયનાં પ્રત્યક્ષ અંતિમ દર્શન વખતે તેંજ અશ્રુ સારી આપણા આખા કુટુંબ તરફથી તર્પણ કર્યું હતું; અંગ્રેજી ભાષામાં મુંબઈ યુનિવર્સિટીના મેટ્રિકના અભ્યાસ ઉપરાંત પંજાબ યુનિવર્સિટીની પ્રાજ્ઞ, વિશારદ, અને શાસ્ત્રીની પરીક્ષા પ્રસંગે આર્યસંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનથી ભરેલાં શાસ્ત્રો, દર્શનો અને ઉપનિષદોનું સતત અધ્યયન હૃદયમાં તેં ઉતાર્યું; વિદ્યાર્થી જીવન દરમ્યાન અંત્યજોદ્ધારમાં સક્રિય ફાળો આપી સમાજ સુધાર અને વૈદિક વર્ણવ્યવસ્થા ચરિતાર્થ કર્યાં; નમ્રતા, સરલ સ્વભાવ, પ્રસન્નમુખ, ભકિતભાવ, આજ્ઞાંકિતપણુ, આર્યસિધ્ધાંતો પર અટલ શ્રધ્ધા, જીવન ધ્યેય તરીકે Life light, અને love તારામાં હતાં; માતપિતાની વ્હાલસોઇ પુત્રી, અમ બંને ભાઈઓની સ્નેહાળ બેનડી અને પતિની આદર્શ પત્ની તુ હતી; તારે માટે ગુજરાત અને ઉત્તર હિંદને ઉજ્વલ ભાવિની આશા હતી; તને કઠિન કર્મની કુરૂહતાનું જ્ઞાન હતું; સંસારયાત્રા શરૂ કરવા માટે ભાથું બાંધવાની તૈયારી કરતાં કરતાં પૂરાં ૨૧ વર્ષ વીત્યા ન હતાં ત્યાં તો ક્રૂર કરાલ કાલે તને ઝડપી લઈ તારી આત્મીય જ્યોતિ-કૌમુદીને પરમાત્માની જ્યોતિમાં વિલીન કર્યાથી તું શું કરવા માગતી હતી અને શું કરી શકતે તે બધું ભાવિના જ ગર્ભમાં દાટી દીધું; આવી તારા જેવી સુશીલ ભગિનીના અમર આત્માને સ્મરણાંજલિ તરીકે આ "સાહિત્ય સેવા" અર્પણ કરૂં છું.

**દિનેશ ત્રિવેદી.**

(સ્વર્ગસ્થ બેન કૌમુદીએ જીવનદીપ ઓલવાતી વખતે બેભાન દશામાં પણ નીચેનાં બે ભજનો તુટક તુટક અવાજે ગાયાં હતાં. એ બન્નેમાંથી સ્વર્ગસ્થના સાહિત્ય-જીવનનો અને સાહિત્ય પ્રીતિનો અચ્છો ભાસ વાચકને થશે. લેખક.)

(૧)

કર લે સિંગાર, ચતુર અલબેલી,
સાજન કે ઘર જાના હોગા.
મિટ્ટી ઓઢાવન, મિટ્ટી બિછાવન,
મિટ્ટીસે મિલ જાના હોગા.
નહા લે, ધો લે, સીસ ગુંથા લે,
ફિર વહાંસે નહીં આના હોગા.

(૨)

હે......માતાનો નિર્મળ નેહ
દિકરીને લાડ લડાવે એહ......હે.
રોતાં છોરૂ જોઈ એને, આંસુડાં આવે નયને;
ગીતડાં ગાઇ લગાડે લેહ......હે.
માતા રાખે રંગે રસપૂરમાં, સ્નેહે લે સંતાનને ઉરમાં;
વરસાવે મીઠી વાણી મેહ......હે.
બાપુના રાજ્યે ન સમાયે, માતાના રેંટીયામાં માય;
વ્હાલી માનો એવો દેહ......હે.

---

# શ્રધ્ધાનંદજીની સાહિત્યસેવા.

સત્ય કે સૌન્દર્યના તત્વનું કલ્પનાયુક્ત ઉચિત લેખન કે કથન તે સાહિત્ય.—શા. ખબરદાર.

સમાજસુધારકો, રાજદ્વારી પુરુષો અને નીતિવિદો સાહિત્યનો પોતપોતાના ઉદ્દેશોની પૂર્તિમાં એક સાધન તરીકે ઉપયોગ કરે છે. કવિઓ અને લેખકોની માફક 'સાહિત્ય' એ તેમની મુખ્ય પ્રવૃત્તિ હોતી નથી. તેમ છતાં સાહિત્યને સાધન તરીકે માનીને પણ જે સેવા તેઓ કરે છે અને ફાળો આપે છે તે સાહિત્યની એક રસ-સામગ્રી થઇ રહે

છે. એ સામગ્રીમાં વિવિધ રંગોની, અનુભવોની અને પ્રતિભાની છાંટ હોય છે; અને સાહિત્યને એક ગરવો ભાગ તેઓ બનાવે છે.

સ્વામી શ્રદ્ધાનંદજી ( પૂર્વાશ્રમના મહાત્મા મુંશીરામજી ) અને મહાત્મા ગાંધીજીની સાહિત્યસેવા આવા પ્રકારની છે. સામયિક પત્રો ભાષણો, અને લેખોદ્વારા આ મહાન પુરુષોએ સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે એટલુંજ નહિ પણ તેમની પ્રેરણાઓથી ખરા સાહિત્યકારોનાં દળ ઉત્પન્ન થયાં છે. સ્વામીજીની પ્રેરણાએ હજારો સાહિત્યસેવી બ્રહ્મચારીઓ પેદા કર્યા છે અને ગાંધીજીના આશ્રમ અને વિદ્યાપીઠમાંથી ગાંધીજીના પ્રેરણાઓથે સુંદર સાહિત્યસામગ્રી ગુજરાતને પૂરી પાડી છે.

લાલા મુંશીરામે નાનપણમાં મૌલવી પાસે ઉર્દૂનો અભ્યાસ કર્યો હતો. એમની સ્મરણશક્તિ સારી હતી અને પર્યાયવાચી શબ્દો જોડીને તેઓ અન્વય બનાવી લેતા હતા. એમને એજ અવસ્થાથી ઈશ્વરકૃત દૃશ્યો, પ્રાચીન મંદિરો અને ખંડેરો જોવાં બહુ ગમતાં હતાં. તેમના કુમળા મન પર તુલસીદાસકૃત રામાયણની જબરી અસર હતી. તેઓ પાછળથી પોતાનાં ભાષણો અને લેખોમાં તુલસીના દુહા ચોપાઈનો વારે વારે ઉપયોગ કરતા હતા. હાઈસ્કુલમાં તેમણે બીજી ભાષા તરીકે ફારસી લીધી હતી. આ એમની સાહિત્યસેવાનાં બીજ. અભ્યાસ પૂરો થયા પછી અને વકીલાત કરતા હતા તે અરસામાં એમણે મહર્ષિ દયાનંદ રચિત "સત્યાર્થ પ્રકાશ"નું અધ્યયન કરીને આર્યસમાજનું પ્રચારકાર્ય કરવા માંડયું. સ્વામી દયાનંદજીના પુણ્યપ્રભાવે મહાત્મા ( લાલા ) મુંશીરામે વૈદિકધર્મ અને વૈદિકસંસ્કૃતિના પાલન તથા પ્રચાર માટે પ્રવૃત્તિ આદરી. પ્રવૃત્તિની નોંધ માટે તેમણે ડાયરી રાખી હતી. ઈ. સ. ૧૮૮૬ના અરસામાં આર્યસમાજના કાર્ય માટે જે ઉત્સાહ ઉત્પન્ન થઈ રહ્યો હતો તે લેખદ્વારા પ્રકટ થવા લાગ્યો અને પરિણામે કેટલાંક સામયિક પત્રો પ્રકટ થયાં.

## લાલા મુંશીરામ–પત્રકાર તરીકે

એ સમયમાં જાલંધરથી લાલા મુંશીરામ જિજ્ઞાસુએ " સદ્ધર્મ પ્રચારક " નામનું સાપ્તાહિક પત્ર ઈ. સ. ૧૮૮૯ના એપ્રિલ માસમાં

પ્રકટ કર્યું. આ પત્ર આર્યસમાજમાં નવીન ભાવને સીંચનારું હતું; શરૂઆતમાં તે ફારસી લિપિ અને ઉરદુ ભાષામાં નીકળ્યું. પણ મુંશીરામજીનો વિચાર એ પત્રને આર્યભાષા (હિંદી ભાષા)માં બદલી નાંખવાનો હોવાથી તેમણે ફારસી લિપિ રહેવા દઈને ભાષાને સંસ્કૃતમય લખવા માંડી. આ રીતના નવીન પ્રયોગથી ઉરદુના ભાષાશાસ્ત્રીઓ ટીકા કરવા લાગ્યા કે આ તો નવી ભાષા બનાવવાને મથી રહ્યો છે. પણ તેમણે ૧૮ વર્ષ સુધી એવી પ્રવૃત્તિ ચાલુ રાખી અને છેવટે જાહેર કર્યું કે ચાલુ ૨૦૦૦ ગ્રાહકોમાંથી જો કેવળ ૫૦૦ ગ્રાહકો પણ હિંદી "સદ્ધર્મપ્રચારક"ના ગ્રાહક થતા હોય તો ભાષા અને લિપિનો પલટો કરીને પત્ર પ્રકટ કરવાને હું તૈયાર છું. તેઓએ ગ્રાહકો પર શ્રદ્ધા રાખીને પત્રપલટો કર્યો. પણ ૫૦૦ ગ્રાહક ન થયા. છતાં ઇશ્વર પર શ્રદ્ધા રાખીને તેમણે તે ચાલુજ રાખ્યું. તેથી ૧૯૧૩માં ગ્રાહકસંખ્યા ૨૫૦૦થી વધુ થઇ.

જે વખતે ઉરદુમાં "સદ્ધર્મપ્રચારક" પ્રકટ થતું હતું તે વખતનો 'પ્રચારક'નો એક પણ અંક જોવાથી પત્રની વિશેષતા અને લેખન-શૈલી સમજી શકાય તેમ છે. એ પત્રમાં સ્ત્રીશિક્ષા પર જોર અપાતું અને પુરુષ તથા સ્ત્રીઓના સમાન અધિકારનું સમર્થન થતું. દર અઠવાડીયે એક વીરપુરુષનું જીવનચરિત્ર અપાતું હતું. સમાજના પૈસા-દાર પણ આચારહીન અધિકારીઓ પર એ પત્ર તીક્ષ્ણ ટીકા કરતું હતું. કડવા સત્યને સ્પષ્ટ શબ્દોમાં કહી દેવું એ પ્રચારકના સંપા-દકીય લેખોની વિશેષતા હતી. આ પત્રે પંજાબના આર્યજગતમાં સ્ફૂર્તિ પેદા કરી દીધી. લેખો અને જાહેરખબરોમાં અશ્લીલતાનો સર્વથા અભાવ હતો. આર્યભાષાના પત્રોમાં હિંદી "સદ્ધર્મપ્રચારકે" ઉચ્ચ સ્થાન મેળવ્યું. પક્ષપાત વગર ધાર્મિક અને સામાજિક વિચાર રજુ કરવાના, શુદ્ધ ધાર્મિક રાજનીતિનો માર્ગ દેખાડવાના અને દેવનાગરી લિપિ તથા આર્યભાષાની ઉન્નતિ કરવાના તેના હેતુઓ હતા. બિજનોર જિલ્લાના ગુરુકુલ કાંગડીમાંથી તે પ્રકટ થતું હતું. આ સ્થળે મુંશીરામજીના લિપિ તથા ભાષા વિષેના વિચારો આપવા

જરૂરી છે. ઇ. સ. ૧૯૧૩ માં ભાગલપુર ખાતે મળેલા ચોથા હિંદી-સાહિત્યસંમેલનના પ્રમુખપદેથી તેમણે જણાવ્યું હતું:—

મેરા મન સાક્ષી દેતા હૈ કિ દેવનાગરી લિપિકા ભારતમેં હી નહીં વરન સારે સંસારમેં પ્રચાર હોના આવશ્યક હૈ. ઇસી: લિપિદ્વારા આર્યભાષા બડી સુગમતાસે શીખી જા સકતી હૈ. બિના ઈસ લિપિકો ભાષા શિખનેકા સાધન ઔર આર્યભાષાકો શિક્ષણકા માધ્યમ (medium) બનાયે ભારતીય જનતામેં સુશિક્ષાકા પ્રચાર નહીં હો સકતા. લિપિવિસ્તારપરિષદકે એક અંગ્રેજ ઉપપ્રમુખને અપને ભાષણમેં કહા થા કિ દેવનાગરી લિપિ જૈસી દૂસરી કોઇ સર્વાંગપૂર્ણ લિપિ નહીં હૈ; અતઃ સારે ભૂમંડલમેં ઉસકા પ્રચાર હોના ચાહિએ. કલકત્તા હાઇકોર્ટકે જડજ સરફુદ્દીનજીને કહા થા કિ **ભારતવર્ષમેં મુસ્લિમોંકો "કુરાને શરીફ"ભી દેવનાગરી લિપિમેં છપવાના ચાહિએ.**

સ્વામીજી માનતા હતા કે ભારતની દરેક પ્રાંતીય લિપિ દેવનાગરીનું અપભ્રંશ છે. રાષ્ટ્રસંગઠન માટે રાષ્ટ્રભાષા હિંદીજ થઇ શકે. હિંદી ભાષાને તેઓ આર્યભાષા કહેતા હતા. અંગ્રેજી ભાષાને રાષ્ટ્રભાષા બનાવવાના વિચારને તેઓ હસી કાઢી કહેતા:

અંગ્રેજી પઢે રાજનૈતિકગણ અધિકાર પ્રાપ્ત કરનેકે લિયે અહરનિશ આસ્માન સિરપર ઉઠાયે રહતે હૈ. મૈં ઉન્હેં પૂછતા હું કિ સાહિત્યક્ષેત્રમેં હમેં પૂરી સ્વતંત્રતા હૈં. તો ફિર કયા કારણ હૈ કિ હિંદી સાહિત્યકા ભંડાર ખાલી પડા હૈ? હમારા સાહિત્ય ગંદે વિજ્ઞાપનોંસે ઔર અશ્લીલ લેખોસે કલંકિત હો રહા હૈ. ઉસકો કયોં નહીં ધોતે? પરભાષાકો રાષ્ટ્ર-ભાષા બનાનેસે સંસ્કૃતિ ભારતીય ન રહેગી. તબ સ્વરાજ્ય કિસ કામકા હોગા? ઋષિસતાન! **અંગ્રેજીકો રાષ્ટ્રભાષા બનાનેસે ભારત-રાષ્ટ્ર સ્મશાનકી ભસ્મ તુલ્ય હોગા."**

આ પત્રે આર્યો અને પંજાબીઓમાં આર્યભાષાનો ઘણો પ્રચાર કર્યો. કાંગડી ગુરુકુલના ઉત્સવ વખતે ઇ. સ. ૧૯૧૫ માં ૪૦૦૦ હિંદી પુસ્તકો વેચાયાં. તેમાંના ૩૦૦૦ પુસ્તકો સ્ત્રીઓએ ખરીદ્યાં. આ રીતે સ્ત્રી કેળવણીને પણ ઉત્તેજન મળવા લાગ્યું. મહાત્મા મુંશીરામજીએ ગુરુકુલના આચાર્યપદેથી ગુરુકુલનાં પાઠ્યપુસ્તકો

(સાયન્સ, સંપત્તિશાસ્ત્ર વગેરેનાં) પણ હિંદી ભાષામાં બીજાઓ પાસે લખાવીને પ્રકટ કરાવ્યાં. આ પત્રને અંગે તેમણે એક "પુસ્તક ભંડાર" પણ ખોલ્યો હતો. ગુરુકુલમાં મહાત્માજી રહ્યા ત્યાં સુધી "સદ્ધર્મ-પ્રચારક" પત્ર તેમના તંત્રીપણા નીચે પ્રકટ થતું રહ્યું.

ઇ. સ. ૧૯૧૭ માં સંન્યાસ દીક્ષા લીધા બાદ તેમણે "સદ્ધર્મપ્રચારક"નું સંપાદન મુકી દીધું, અને ધાર્મિક સ્વાધ્યાય તથા "આર્યસમાજનો ઇતિહાસ" લખવા તરફ દૃષ્ટિ ફેરવી. ગુરુકુલમાંથી વિદાય લીધી, તો પણ ગુરુકુલ તેમને છોડે તેમ ન હોવાથી તેમને પાછું ત્યાં જવું પડયું. ત્યાં જઇને ઇ. સ. ૧૯૨૦ ના ૨૩મી એપ્રિલથી "શ્રદ્ધા" નામનું સાપ્તાહિક શરૂ કર્યું. કારણ કે તેમણે સંન્યાસ લીધા બાદ પોતાનું નામ "શ્રદ્ધાનંદ" રાખ્યું હતું. બ્રહ્મચર્યના પુનરુદ્ધારના વિષયો લખવા, નિયમોનું ઉલ્લંઘન થાય ત્યાં પ્રજાને સાવચેત કરવી, દેવનાગરી લિપિદ્વારા અંગ્રેજી આલમને પણ સંન્યાસીના સંદેશા પાઠવવા, માતૃભૂમિના પુરાતન આત્મિકબલને જાગ્રત કરવું, સંસારની બધી ઘટનાઓને શ્રદ્ધાની કસોટીએ ચઢાવવી: વગેરે મુખ્ય ઉદ્દેશો આ પત્રે રાખ્યા હતા. સ્વામીજીએ એ પત્રમાં કેટલાક વિચારો જણાવ્યા હતા. તેનું દોહન આ સ્થળે આપી દેવાથી તેમની પત્રકાર તરીકેની કારકીર્દી પર વધુ અજવાળું પડશે. તેઓ માનતા કે:

જો મારા સંદેશામાં કાંઈ માલ હશે તો તે ભલે હિંદી ભાષામાં અને દેવનાગરી લિપિમાં લખાયા હશે તો પણ અંગ્રેજોને તે વાંચવા માટે એ બંને ચીજો શીખવી પડશે. પત્રકારિત્વનો કાર્યક્રમ વિસ્તૃત, મહાન અને ઉચ્ચ છે. મનુષ્યની શકિત પરિમિત અને તુચ્છ છે. પણ શ્રદ્ધાદેવીના ઉપાસકને તે દેવી તરફથી તેના ઉચ્ચ આદર્શો પહોંચવાનું બળ જરૂર મળશે. મારા પત્રમાં હું કોઈ પણ જાતની જાહેર ખબર લેવાની વિરૂદ્ધ છું. કારણ કે વિજ્ઞાપન (જાહેરખબર) આપનારા એવી તીવ્ર બુદ્ધિના હોય છે કે લોઢા જેવા સખત નિયમોનાં બંધનોમાં પણ ઘુસીને પાર થઇ જાય છે. તેઓની લુચ્ચાઇને શોધી કાઢવામાં તંત્રીનો સમય અને શકિતનો વ્યય થાય તે કરતાં તંત્રી પોતાના ધ્યેયની પૂર્તિમાં મંડયો રહે તે વધુ ઉત્તમ છે.

આ પત્ર ઇ. સ. ૧૯૨૧ ની ૧૬ મી સપ્ટેમ્બરે બંધ કરવામાં આવ્યું. પત્રમાં બ્રહ્મચર્ય સૂકતોની વ્યાખ્યા અને શ્રદ્ધાવિષયક વૈદિક-મંત્રોનું વિવેચન મુખ્યત્વે થતું હતું.

સ્વામીજી જેમ જેમ સત્યાગ્રહ, શુદ્ધિ અને સંગઠનની હીલચાલમાં પડતા ગયા તેમ તેમ તેમને લાગ્યું કે એક અંગ્રેજી પત્રની પણ જરૂર છે. તેથી તેમણે મ. ગાંધીજીના "યંગ ઇન્ડીઆ" જેવું Liberator નામનું અંગ્રેજી સાપ્તાહિક તા. ૧-૪-૧૯૨૬થી શરૂ કર્યું. પત્રના મૂળ મંત્રો **अदीनाः स्याम शरदः शतम्** (સો વર્ષ સુધી જીવીયે પણ તે લાચાર હાલતમાં નહિ.) અને **सर्वमात्मवशः सुखम्** (આત્માના અવાજને માન આપવામાંજ સુખ રહેલું છે.) હતા. એ પત્રમાં એમણે "In and out of the Congress" નામની લેખમાળામાં પોતે સત્યાગ્રહ તથા મહાસભામાં શા માટે જોડાયા તે વિષેની હકીકતો સ્પષ્ટતા અને નિડરતાથી જણાવી છે. એ પત્રમાં અંત્યજોદ્ધાર, શુદ્ધિ અને સંગઠનની ખબરો અને લેખો ખાસ લેવામાં આવતા હતા.

## સ્પષ્ટતા અને નિર્ભયપણું.

સ્વામીજીની સ્પષ્ટતા અને નિર્ભયતા સિદ્ધ કરવાને તેમનું વાક્ય Liberatorમાંથી ટાંકીશ :—I Joined the Satyagraha Army without reading the whole constitution of the movement." વળી "Story of Hindu-Muslim Unity" નામની લેખમાળામાં તેમણે જણાવ્યું હતું કે "It is believed that this Shudhi movement ought to be condemned. But every Hindu should know that the Muslim has been busy with his Tableegh with force, fraud and persuation from the very time that he put his foot on the Indian Soil." આ લેખમાળામાં તેમણે હિંદુ મુસ્લીમ ઐક્યનો ઇતિહાસ, તેની શક્યતા

અથવા અશક્યતા, અને ખિલાફત ચળવળનો ખરો ઇતિહાસ વગેરે બાબતો ચર્ચેલી છે.

## પત્રકારોને સંદેશો.

Liberatorમાં સ્વામીજીએ પત્રકારોને સંદેશો આપતાં જે જણાવ્યું હતું તે તેમના શબ્દોમાં ઉદ્ધૃત કરીશ:—"Every new journal (monthly, weekly or daily) when about to be launched into existence wants a message with blessings from every conceivable public man. My one standing message to all such new venture is :—" stand up for justice and truth eschewing all partnership; and God will bless your efforts" To the requests of publishers of special numbers of journals for articles, my only reply is " For the sake of National existence, auoid personal bickering and internecine warfare; try to placate those whom you consider your enemies or who think you to be inimically disposed towards them" Whatever I have to say deliberately alwnys finds a place in the Liberator."

આ સ્થળે એક વાત દર્શાવી દેવાની અગત્ય જોઉં છું. નિઃસ્વાર્થી, નિડર અને સત્યવક્તા પુરુષોને વાણી, લેખિની અને કર્મમાં અંતઃકરણના નાદને અનુસરીને ચલવાની નીતિ પ્રિય હોય છે. એવા બ્રાહ્મણો અને તપસ્વીઓ મુડીવાદીઓના ઝોંસા, તેમની ખુશામદ, તેમની મહેરબાની, તેમની ચંચલ મનોવૃત્તિને આધીન થવામાં પોતાના આત્માનું પતન સમજતા હોવાથી તેવા પુરુષો પોતે જે કહેવા કે લખવા માંગે તેમાં અંતરાય કે કાપકુપ જોવા માંગતા નથી. તેથી તેવા પુરુષો લેખકો બને છે ત્યારે સ્વતંત્ર પ્રેસ, પુસ્તક કે સામયિકપત્ર ગમે

તે ભેગે પ્રકટ કરે છે. સ્વામી શ્રધ્ધાનંદજી (પૂર્વાશ્રમનાં મહાત્મા મુંશીરામજી) તથા મહાત્મા ગાંધીજીએ તેટલાજ માટે સ્વતંત્ર પ્રેસ અને પત્રો સ્થાપ્યાં હતાં.

### દૈનિક પત્ર "વિજય"

વડી ધારાસભામાં રોલેટ બીલ મુકાયું. આખા હિંદમાં હલચલ મચી ગઇ. ગુરુકુલના એક સ્નાતકને આશીર્વાદ આપીને સ્વામીજીએ દિલ્લીમાં "વિજય" નામનું દૈનિક પત્ર શરૂ કરાવ્યું. તેમાં "હમારી છાતી પર પિસ્તોલ" નામના લેખોની માળા ત્રણ અંકો સુધી સ્વામીજીએ લખી. આ લેખોએ સંયુક્તપ્રાંત, પંજાબ, રજપુતાના અને મધ્યહિંદમાં જાગૃતિ પેદા કરી દીધી. એકલા દિલ્લીમાં જ 'વિજય' ની ૭૦૦૦ નકલો ખપવા લાગી. ઉર્દુ પ્રિય દિલ્લીમાં આર્યભાષાનું 'વિજય' આટલી મોટી સંખ્યામાં ખપે એ આશ્ચર્ય ગણાય. જો 'વિજય' ને ઉરદુ ભાષામાં કાઢયું હોત તો ૨૫૦૦૦ કરતાં વધુ નકલનો એકલા દિલ્લીમાં પ્રચાર થયો હોત.

### ગ્રંથકાર તરીકે

મહાત્મા મુશીરામ જિજ્ઞાસુએ (સ્વામી શ્રદ્ધાનંદે) ઇ. સ. ૧૯૧૦ માં "ઋષિ દયાનંદના પત્રો" નામના પુસ્તકનો પ્રથમ ભાગ પ્રકટ કર્યો. પુસ્તક પ્રકટ થતાં પૂર્વે એ પત્રો કટકે કટકે "સદ્ધર્મ-પ્રચારક"માં છપાયા હતા. આ પત્રો મહર્ષિ દયાનંદજીનું જીવનચરિત્ર અને આર્યસમાજનો ઇતિહાસ લખવામાં ઉપયોગી હોવાથી મુંશીરામજીએ અનેક સ્થળે અથાગ પ્રયત્ને પત્રો ભેગા કરીને તેનો સંગ્રહ પ્રકટ કર્યો હતો. એ પત્રનો સંગ્રહ કરતી વખતે તેમણે જે વિચારો પ્રકટ કર્યા હતા તે આ રહ્યા:—

મેરી સમ્મતિ યહ હૈ કિ ઋષિ દયાનંદકા જીવનવૃત્તાંત તૈયાર કરતે હુવે ભી જિન મહાશયોંને સ્વામીજી કે કુછ પત્ર રોક રક્ખે ઉન્હોંને અધર્મકા કામ કિયા. યદિ પત્રોમેં સ્વામીજીકી કોઈ નિર્બલતાભી પ્રકાશિત હુઇ હો વા કિસી પત્રસે હમારે જમે હુએ સંસ્કારો તથા વિશ્વાસો પર યદિ કિસી પ્રકારકી ચોટ ભી લગે, તબ ભી કિસી આર્યકા અધિકાર નહીં કિ વહ ઇસ

પત્રવ્યવહારસે એક શબ્દ ભી ન્યૂનાધિક કર સકે. ઇસ લિયે મૈં વિરોધિઓંસે ભી પ્રાર્થના કરતા હૂં કિ વે નિઃશંક હોકર અપને હસ્તગત પત્ર મુઝે ભેજ દેં. યદિ ઉનકો અવિશ્વાસ હો તો વેઃ અપને હાથસે અપને પત્રોંકી નકલેં કરકે અપને હસ્તાક્ષર ઉન પર કર દે ઔર અસલ પત્ર મેરે કિસી વિશ્વાસપાત્ર આદમીકો દિખા દેં. મૈં ફિર ઉનકી ભેજી નકલોંકો છાપ દૂંગા.

જીવનચરિત્ર અથવા ઇતિહાસ લખનારામાં જે તટસ્થતા અને પ્રામાણિકતા જરૂરી છે તે મુંશીરામજીનામાં હતાં. તે વાત ઉપલાં વાકયો પરથી સિદ્ધ થાય છે.

એજ સાલના ડિસેંબર માસમાં " Arya Samaj and its Detractors–A vindication " નામનું એક પુસ્તક અંગ્રેજીમાં લખીને પ્રકટ કર્યું. આર્યસમાજના ઉપદેશોથી પ્રજાને જાગૃત અને વ્યવસ્થિત થતી જોઇને ખ્રિસ્તીઓને લાગ્યું કે હવે અમારા ધર્મમાં હિંદુઓ આવશે નહિ. તેથી તેઓએ આર્યસમાજ માટે સરકાર અને દેશી રાજ્યોના કાન ભંભેરવા માંડયા. આવા દૂશ્મનાટ ભર્યા પ્રયત્નોના છેલ્લા કિરણરૂપે " પતિયાલા કેસ " બન્ગો. સરકાર તરફના ધારાશાસ્ત્રીએ આર્યસમાજના સ્થાપક, અનુયાયી અને સાહિત્યકાર પર કેસ વખતે જે ટીકાઓ કરી તેનો સચોટ જવાબ આ પુસ્તકમાં છે. આ પુસ્તક પ્રકટ થયાથી અંગ્રેજ સરકારની નજર જરા ઉદાર બની હતી.

ઇ. સ. ૧૯૧૧ માં " આદિત્ય ગ્રંથમાલા " તરફથી નેપોલીયન બોનાપાર્ટનું જીવનચરિત્ર પ્રકટ થયું; એ પુસ્તકનો ગુજરાતીમાં સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી અનુવાદ પ્રકટ થયો છે. એ પુસ્તના લેખક પંડિત ઇંદ્રજી છે, પણ મહાત્માજીની પ્રેરણાથીજ તે લેખકે આ પુસ્તક લખ્યું હતું. પુસ્તકની પ્રસ્તાવનામાં મુંશીરામજીએ લખ્યું છે કેઃ

જિસ આર્યભાષાકી ઉન્નતિ કે લિયે મૈંને ઉર્દૂકે ઉસ્તાદોંકી ઝાડેં (ટાણા) સહ કર ભી ઉસકા ક્રમશઃ પ્રવેશ ઉર્દૂદાનોંકી વાણી તથા હૃદયમેં

કરાનેકા પ્રયત્ન કિયા, જિસ માતૃભાષાકો ઉસકી પ્રાચીન રાજધાની પંચનદ (પંજાબ)મેં ફિરસે અધિકાર દિલાનેકે લિયે સહસ્રોંકી આર્થિક હાનિકી પરવા ન કી, જિસ દેવીકો ઉસકા પ્રાચીન રાજસિંહાસન દિલાનેકે પ્રયત્ન કરનેવાલે ભારતભૂષણોંકે પીછે ચલકર મૈં અબ તક કેવલ ઉનકે પુરુષાર્થકી સ્તુતિ કરનેમેં કર્તવ્યકી સમાપ્તિ સમજ રહા હું, ઉસકે પ્રકાશમય કોષકી પૂર્તિમેં યહ ગ્રંથ સહાય દેવે યહ મેરી હાર્દિક ઈચ્છા હૈ.

આ શબ્દોમાં અલંકાર છે, ઝમક છે અને ઉંડા ભાવો છે. જીવનચરિત્ર આર્યભાષામાં લખાયું છે. તેની પ્રસ્તાવનાની ભાષા પણ તેવીજ છે એ વાત ઉપલા અવતરણ પરથી સિધ્ધ થશે.

વૃધ્ધાવસ્થાને લીધે અને શારીરિક અવસ્થા યાત્રાનુકૂળ ન હોવાને લીધે મુંશીરામજીએ એક સ્થાન પર બેસીને આર્યસમાજનો ઇતિહાસ અને અન્ય સાહિત્ય સરજવાનો વિચાર કર્યો અને તે માટે "જિજ્ઞાસુ ઉપહરણ માળા" કાઢી. આ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક "આર્યપથિક લેખરામનું જીવનચરિત્ર" હતું લેખરામ એક મુસ્લીમના છરાના ભોગ થયા હતા. એવા શહીદનું જીવનચરિત્ર ઇ. સ. ૧૯૧૪માં મુંશીરામજીએ લખ્યું. મુંશીરામજી પુસ્તકો વગેરે પર દયાનંદજીની સાલ (દયાન દાબ્દ) હંમેશાં લખતા. એ પુસ્તકની પ્રસ્તાવનામાં તેઓએ લખ્યું છે કે:

ઇન પૃષ્ઠોમેં પાઠકોંકે લિયે ભાષાલાલિત્ય તથા વિચાર પાંડિત્યકો ખોજના એક નિષ્ફળ પરિશ્રમ હોગા. મૈં શુષ્ક ઐતિહાસિક હોનેકા ભી અભિમાન નહીં કર સકતા. કયોં કિ જીસકે જીવનકે સાથ મેરા જવલંત સબંધ રહ ચુકા હૈ ઔર જો ઘટનાયે, સ્મરણ કરને પર અબ ભી જાગૃત અવસ્થામેં મેરે સામને જ્યોંકી ત્યોં ખડી હો જાતી હૈ, ઉનકા વર્ણન કરતે હુવે તીવ્રસે તીવ્ર તર્કભી પરાસ્ત હો જાતા હૈ."

આ પુસ્તકનાં છેલ્લાં હૃદયદ્રાવક પ્રકરણો જોતાં દરેક વાચકને લાગશે કે લેખકની કલમમાં લખતી વખતે કરુણ અને ભયાનક રસ છલકાઇ રહ્યા હતા. ઉદાહરણને માટે બે પ્રસંગો અત્રે ટાંકીશ. પહેલો પ્રસંગ લેખરામનું ખૂન કરવાને ખુની ઉભો છે તે પ્રસંગ છે. એ પ્રસંગે મુંશીરામજીની કલમ આ પ્રમાણે વહે છે:

ઇસ સમય આર્યપથિક લેખરામ આંખે બંદ કરકે દોનોં હાથ ઉપર ઉઠાકર જોરસે અંગડાઈ લેતે હુવે સીના તાનકે ખડે હુવે કિ દુષ્ટ ઘાતકને અભ્યસ્ત હાથસે છુરી પેટકે અંદર ઘુસેડ કર ઈસ પ્રકાર ઘુમા દી કિ આઠ દસ ઘાવ અંદર આયે ઔર આંતડિયાંડીં બહાર નિકલ પડી.

બીજો પ્રસંગ મૃત્યુ પછીની અવસ્થાનો છે. તે વખતનું વર્ણન આ રહ્યું:—

મૃત આર્યપથિકકી આંખે મુંદી હુઈ પરંતુ મુખમેં કોઇ પરિવર્તન નહીં; હૃષ્ટપુષ્ટ શરીર, વહી વિશાલ છાતિ; કુછભી ભેદ ન થા. અશ્રુધારા બહાતે હુવે સબ ભાઇઓને પ્રેમપૂર્વક વસ્ત્ર પહિનાએ. શહીદકી સ્વારી અનારકલી પહુંચી. વહાં આર્યપથિકકી માતા ભી આ પહુંચી. જિસકા વિલાપ સુનકર ૨૦ સહસ્ર આંખોસે નદિયેં બહને લગીં. આર્યદેવીઓંકે નીચે છતે ફટી પડતીં થીં. પ્રત્યેક દેવીકો ઐસા દુઃખ હોતા થા જૈસા ઉનકા પ્યારા બચ્ચા સદાકે લીયે જુદા હો ગયા હો.

મૃતક શરીરકા દાહ કિયા ગયા ઔર જબ વહ બહુમૂલ્ય શરીર કેવલ એક ભસ્મકી ઢેરી રહ ગયા તો સબ ભાઈ ઘરોંકો લોટે. ઉસ સમય આર્યધર્મ રૂપી દેવીકા આર્તનાદ સ્પષ્ટ સુનાઇ દેતા થા "હા પુત્ર તુમ સદાકે લિયે મેરી સેવાસે જુદે હોતે હો ?"

મૈંને શ્રદ્ધાપૂર્વક મનહી મનમેં ઉત્તર દિયા: દેવી ! ધર્મવીરકે રક્તકી એકએક બિંદુસે એકએક વીર ઉત્પન્ન હોગા ઔર સેવા કરેગા.

આજ ભી યહી વિલાપ સુનાઇ પડતા હૈ. કયા દેવીકી પવિત્ર પુકાર બહરે કાનો પર હી પડતી રહેગી ઔર બ્રાહ્મણધર્મકા પાલન એક સ્વપ્નહી બના રહેગા !

પણ આ ઉદ્ગારે કાઢનાર મુંશીરામે દેવીની પવિત્ર પુકારનો ઉચિત જવાબ આપ્યો અને મુસ્લીમની છરીના નહિ પણ પિસ્તોલના ભોગ થઇ લેખરામને પંથે પળ્યા.

ઈ. સ. ૧૯૧૬-૧૭ માં સાધારણ ભણેલાઓને વૈદિકધર્મની સરલ ભાષામાં જાણ કરાવવા માટે "આર્યધર્મ ગ્રંથમાલા" શરૂ કરી. એ માળાના ૯ મણકા (ગુચ્છક) પ્રકટ થયા છે. "આર્યોં કે નિત્યકર્મ" નામના પુસ્તકની પાંચ આવૃત્તિઓ થઇ છે. એ પુસ્તકમાં મુંશીરામજીએ ગૃહસ્થના બ્રહ્મચર્ય વિષે લખ્યું છે કે દંપતીએ પોતા-

પોતાના ગૃહસ્થ વિષયમાં એક બીજાના આચાર્ય બનવું જોઇએ. " પાંચ મહાયજ્ઞોંકી વિધિ " ની બે આવૃત્તિઓ થઇ છે. " આચારાનાચાર ઔર છૂતછાત " નામના પુસ્તકમાં તેમણે જણાવ્યું છે કે આભડછેટ રૂપી મગરમચ્છના મોટા પેટમાં યમનિયમોદિ હોમાઇ ગયાં છે. ખ્રિસ્તી કે મુસ્લીમ જો સાત્વિક ભોજન પકાવે તો તેમના હાથનું ખાવામાં દોષ નથી. " ઇસાઇ પક્ષપાત ઔર આર્ય સમાજ " નામના પુસ્તકમાં, આર્ય સમાજ પર અમેરિકન પાદરી મિ. જે. એન. ફાર્કહારે Modern Religious movements in India નામનું પુસ્તક લખી આક્ષેપો કર્યા હતા તેનો ઐતિહાસિક અને તર્કદૃષ્ટિએ સચોટ જવાબ છે. આ પુસ્તકમાં બતાવવામાં આવ્યું છે કે સરકાર શી રીતે મિશનરીઓ મારફત હિંદને વશ કરી રહી છે. આ પુસ્તકે આર્યસમાજની ઉપર થતા ખ્રિસ્તીઓના પ્રહાર સામે ઢાલનું કામ કર્યું છે. ખ્રિસ્તીઓથી હિંદુધર્મનો બચાવ કરવા ઉપરાંત "વેદ ઔર આર્યસમાજ" નામક પુસ્તક લખીને તેમણે હિંદુધર્મમાં ઘુસી રહેલા સડાઓને સત્ય વેદધર્મનું રહસ્ય સમજાવી દૂર કરવા પ્રયત્ન કર્યો. ભાગલપુર ખાતે મળેલા હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ રિપોર્ટરોની સહજ બેકાળજીને લીધે અપૂર્ણ અને ગેરસમજ ભર્યું હોવાથી મુંશીરામજીએ જાતે તે ભાષણ લખીને " માતૃભાષાકા ઉદ્ધાર " નામે પુસ્તકરૂપે પ્રકટ કર્યું. મુંશીરામજીએ જાહેર પ્રજા આગળ જે ભાષણો કરેલાં. વિદ્યાર્થીઓને આચાર્ય તરીકે જે ઉપદેશો આપેલા અને કોલેજનાં જે લેક્ચરો દીધેલાં તથા પોતાના સામયિક પત્રોમાં જે લેખો લખેલા: એવા એવા વિકીર્ણ લેખોને પુસ્તકાકારે પ્રકટ કરી હિંદી સાહિત્યમાં અમૂલ્ય અને ઉપયોગી ઉમેરો તેમણે કર્યો છે. ગુરુકુલમાં કોલેજીયનોની પાસે પારસી મતપર જે ભાષણ આપ્યું હતું તે પરથી તેમણે " પારસી મત ઔર વૈદિકધર્મ " નામનું પુસ્તક લખ્યું છે. તેમાં પારસી મત માટે તેમણે ઉંચો અભિપ્રાય બતાવ્યો છે. એટલુંજ નહિ પણ પારસીધર્મના ગ્રંથોની ભાષા, પહલવી સાહિત્ય, ધર્મગ્રંથોના કર્તા, ઉદ્ભવ અને વિકાસ,

જરથોસ્તનો સમય, તેમના દાર્શનિક વિચાર વગેરે પર આલોચના કરી છે. વળી Jurisprudence ના તત્ત્વનું નિદર્શન પૂર્વમીમાંસાની મદદથી કરીને "માનવધર્મશાસ્ત્ર અને શાસનપદ્ધતિ " નામનું પુસ્તક પ્રકટ કર્યું. આ પુસ્તકો એક જ માળાના મણકારૂપે જુદે જુદે વખતે પ્રકટ થયાં. આ બધી પ્રવૃત્તિ વાનપ્રસ્થાશ્રમ સુધીમાં કર્યા બાદ તેમણે સંન્યાસ લીધો

## આર્ય સમાજનો ઇતિહાસ.

ઇ. સ. ૧૯૧૭ ના એપ્રિલ માસની તા. ૧૩ મીએ સંન્યાસ લઇ તેઓ સ્વામી શ્રદ્ધાનંદ બન્યા. કેટલાકોની વિનંતિથી તેમણે નિશ્ચય કર્યો કે આર્ય સમાજનો ઇતિહાસ હવે લખી નાંખવો જોઇએ. કારણ કે સમાજના વૃદ્ધ અનુભવી સેવકો સંસારને છોડીને ઇશ્વર સમીપ જઇ રહ્યા છે. અને તેમની પાસેની માહીતી અણમાંગી રહી જશે તો એક તક જશે. તેથી સ્વામીજીએ " આર્ય સમાજકા ઇતિહાસ " લખવાની સામગ્રી ભેગી કરવા માંડી. આ ગ્રંથ જવાબદાર ભેજા અને કલમથી લખાય તો જ એ ઐતિહાસિક ગ્રંથ તરીકે દીપી ઉઠે એમ હતું. એ કામને માટે મહર્ષિ દયાનંદના આ સમર્થ શિષ્ય સિવાય બીજો વધુ યોગ્ય કોણ હોઇ શકે ? પણ આ મહાન પુરુષે પોતાના જીવનમાં ઘણીયે પ્રવૃત્તિઓ ઉપાડી અને તેને સુગઠિત સ્વરૂપમાં મૂકવા ત્યાં તેમને જવું પડતું. આર્ય સમાજનો ઇતિહાસ લખવામાં પણ તેવાજ આકસ્મિક કારણો ઉત્પન્ન થતાં તેના નિવારણ માટે એમને જવું પડતું. એ કથા ખરેખર સ્વામીજીના જીવનનો એક કોયડો ઉકેલે છે. તેમણે ઇતિહાસ લખવાનો સંકલ્પ કરી જાહેર કર્યું કે—

સમકાલીન ઇતિહાસ લિખનેકા કામ બડા કઠિન હૈ. પરંતુ મૈં અપને વ્યકિતત્વકો જુદા રખ કર નિષ્પક્ષભાવસે આર્યસમાજકા ઇતિહાસ લિખનેકી અવસ્થામેં આ ગયા હું ઔર યદિ મૈંને ઘટનાઓંકા ઠીક પરિણામ નિકાલનેમેં કહીં ઠોકર ખાઈ તો ઉસે આનેવાલે ઇતિહાસ લેખક સુધાર લેંગે. યદિ મુઝે એક યોગ્ય અંગ્રેજી તથા આર્ય ભાષા જાનને વાલા લેખક મીલ

જાય ઔર એક ગુરુકુલકા વિદ્વાન સ્નાતક, જો સંસ્કૃત વ્યાકરણ કા અચ્છા પંડિત હો, સહાયતા કે લિયે ખડા હોવે, તો પહેલે તીન વર્ષોમેં ઇતિહાસ તૈયાર હો કર પ્રેસમેં જા સકેગા. યદિ યહ સહાય ન મિલી તો છ વર્ષ ભી લગ જાયંગે. કુછ ભી હો. સંકલ્પ તો યહ હૈ કિ કાર્ય પૂરા કરૂં યદિ સ્વાસ્થ્ય અચ્છા રહા.

આવી અપીલથી આર્યસમાજોએ પર્યાપ્ત સાધનો સ્વામીજીને પહોંચનાં કરી દીધાં, અને તેઓ શાખા ગુરુકુલ કુરુક્ષેત્રમાં બેસી ઇતિહાસ લખવાની તૈયારી કરતા હતા ત્યાં પંજાબની આર્ય પ્રતિનિધિ-સભાએ સ્વામીજીને ગુરુકુલનું આચાર્યપદ પાછું સ્વીકારવાને આગ્રહ કર્યો, તેથી સ્વામીજીએ કુરુક્ષેત્ર ગુરુકુલને બદલે કાંગડી (હરિદ્વાર) ગુરુકુલમાં બેસીને ઇતિહાસ લખવાનો વિચાર કર્યો. એ અરસામાં કેટલાકો તરફથી ઇતિહાસની લેખન શૈલી વિષે સૂચનાઓ સ્વામીજીને મળી. તેના જવાબમાં સ્વામીજીએ જાહેર કર્યું હતું કે:

ઇતિહાસ લિખતે સમય સબકી સૂચનાઓંકો પઢ લૂંગા. પરંતુ વાદવિવાદ કે લિયે મેરે પાસ સમય નહીં હૈ. જૈસી મેરી બુદ્ધિ, જિતની મેરી માનસિક યોગ્યતા ઔર જીતના અન્ય બલ હૈ વહ સભી ઈસ ગ્રંથકી તૈયારીમે લગાઉંગા; પરંતુ અપની માનસિક સ્વતંત્રતાકો બેચનેકે લિયે તૈયાર નહીં હૂં.

આજ અરસામાં ગઢવાલમાં ભયંકર દુકાળ પડવાથી સ્વયંસેવકોને લઇ સ્વામીજી ટેકરીઓ પર જઇ પહોંચ્યા. ઇતિહાસનું કામ ખોળંભે પડ્યું. ત્રણ માસ પછી પાછા ફરીને ઇતિહાસની રૂપરેખા બાંધવાની તૈયારીમાં હતા, ત્યાં ધોલપુર આર્યસમાજ પર આપત્તિ આવવાથી સત્યાગ્રહ કરવાને સ્વામીજીને ત્યાં જવું પડ્યું. ત્યાંથી પરવારીને ગુરુકુલ ગયા ત્યાં તો ગુરુકુલમાં ઇન્ફલ્યુએન્ઝા ફૂટવાથી પિતા તુલ્ય આચાર્યે બ્રહ્મચારીઓની સંરક્ષા કરી. તે પછી દિલ્હી જઇને રહ્યા અને ઇતિહાસ લખવાની સામગ્રી ત્યાં મંગાવી લીધી. એ પછી તો સત્યાગ્રહ, અસહકાર, અકાલીઓનો સત્યાગ્રહ, શુદ્ધિ અને સંગઠનની હીલચાલોમાં પડવાથી ઇતિહાસનું કાર્ય શરૂ ન કરી

રાખ્યાં. મૃત્યુના થોડાક દિવસો અગાઉ સ્વામીજીએ પોતાના પૂર્વાશ્રમના પુત્ર પ્રો. ઇન્દ્રજીને બોલાવીને કહ્યું હતું કે:

ઈસ શરીરકા કુછ ઠિકાના નહીં. મૈં શાયદ હી બચૂં. તુમ એક કામ જરૂર કરના. મેરે કમરેમેં આર્યસમાજકે ઇતિહાસકી સામગ્રી પડી હૈ. ઇસે સંભાલ લેના ઔર સમય નિકાલ કર ઇતિહાસ જરૂર લિખ ડાલના. એક બાત ઔર કહતા હૂં. ઇતિહાસ કે લિખનેમેં મુઝે Spare (માફ) ન કરના. મૈંને બડી બડી ભૂલેં કી હૈં. તુમ્હેં માલુમ હૈ કિ મૈં કયા કરના ચાહતા થા, ઔર કિધર ચલ પડા.

એમના જીવન દરમ્યાન જ એમની પ્રેરણાથી પ્રો. ઇન્દ્રે આ ઇતિહાસનો પ્રથમ ભાગ (ઇ. સ. ૧૮૯૦ સુધીનો) લખી નાંખી પ્રકટ કરી દીધો છે.

સ્વામીજી ખિલાફતનું કાર્ય કરી રહ્યા હતા તે વખતે ખ્વાજા હસન નિઝામીની હિંદુઓને વટલાવવાની જબરી ગુપ્ત યોજના તેમની જાણમાં આવતાં તેમણે ' ખતરેકા ઘંટા " (ભયનો ઘંટ) નામનું અંગ્રેજીમાં પુસ્તક બહાર પાડયું. આ પુસ્તકમાં કરોડ હિંદુઓને મુસ્લીમ બનાવવાની ખ્વાજા સાહેબની તરકીબોનું વિવરણ અને તેનો ઉપાય છે. આ પુસ્તક હિંદુ મહાસભાના કાર્યકર્તાઓને ભોમીઆનું કામ આપે છે. પુસ્તક ૧૯૨૩ ની સાલ પૂર્વે છપાયું હતું. એ પછી ઇ. સ. ૧૯૨૪ માં The Immediate Problem એ નામની પત્રિકા અંગ્રેજીમાં બહાર પાડી. તેમાં એકવારની મહાન આર્યજાતિના દરેક પુત્ર પુત્રીને અસ્પૃશ્યતાનું કલંક ધોઇ નાંખવાની અપીલ કરતાં સ્વામીજીએ લખ્યું હતું:–"The curse of untouchability among the Hindus is a blot upon their reputation & the whole Nation is suffering for their sin. Whenever a plea is put forward by our political leaders for Swarajya their mouth is shut by flaunting before them their own sin. Those who enslave and trample under their feet almost one third

of their own kith and kin, have no right to complain of the tyranny of the foreigner. × × × The opposing forces are ready to spend crores on the work of separating crores of your brethren from you for ever The Arya Samaj has always led the way for the protection of the Vedic Dharma and it is again ready to shoulder the responsibility. And I, as a Vedic Sanyasi, am ready to devote myself to this ardurous but noble task." સ્વામીજીની ભાષાશૈલીની કાતીલતા ઉપરના વાક્યોમાં જણાશે.

**આદિમ સત્યાર્થપ્રકાશનો ઉત્તર:**—સ્વામીજી આર્ય–સમાજનો ઇતિહાસ લખવા માટે કુરુક્ષેત્રમાં જઇને બેઠા તે વખતે 'શ્રદ્ધાંજલિ' પુસ્તકમાળા શરૂ કરી. મહર્ષિ દયાનંદજીએ રચેલા સત્યાર્થપ્રકાશની પ્રથમ આવૃત્તિમાં કેટલાક સ્વાર્થી, અજ્ઞાની અને વિઘ્નસંતોષી બ્રાહ્મણોની લુચ્ચાઇથી સિધ્ધાંતવિરોધી વાતો ઘુસી ગઇ હતી. અને એ વાતો કાયમ રાખીને પં. કાલુરામે આદિમ સત્યાર્થપ્રકાશ નામની આવૃત્તિ પ્રકટ કરી. શ્રદ્ધાનંદજીએ મહર્ષિનો પત્રવ્યવહાર છપાવીને અને સને ૧૯૧૭ માં શ્રધ્ધાંજલિના પ્રથમ પુષ્પ તરીકે "આદિમ સત્યાર્થપ્રકાશ ઔર આર્યસમાજકે સિધ્ધાંત" નામે ૧૦૪ પૃષ્ઠનું પુસ્તક લખીને મહર્ષિના વિશાલ યશ અને નિર્મલ તેજ પર પથરાતા વાદળાંઓને દૂર કરી શાંતિ આશ્રમની શોધમાં ભટકતા હજારો તૃષાતુરોને ભ્રમમાંથી દૂર કર્યા. આ પુસ્તકને લીધે સાર્વદેશિકસભાને યોગ્ય જણાયું કે અજમેરના વૈદિક યંત્રાલયમાંજ ખાસ દેખરેખ નીચે સંગત વાતોવાળું સત્યાર્થપ્રકાશ પ્રકટ કરી તેનેજ પ્રમાણભૂત ગણવું–ગણાવવું. મહર્ષિ દયાનંદજી જાતે ન લખતાં કોઇ સેવક પાસે લખાવતા હોવાથી એક પૌરાણિક બ્રાહ્મણ લેખકે (લહીઆએ) ગોટાળો કર્યો હતો. જેનો

નિકાલ આ પુસ્તક દ્વારા શ્રધ્ધાનંદજીએ કરી મહર્ષિના કેટલાયે સિદ્ધાંતોપર પ્રકાશ નાંખ્યો.

ઇ. સ. ૧૯૨૫ માં સ્વામીજીએ પોતાનું આત્મવૃત્તાંત (ઇ. સ. ૧૮૯૨ સુધીનું) "કલ્યાણ માર્ગકા પથિક" શીર્ષકવાળું લખીને પ્રકટ કરાવ્યું. તેમને યુવાવસ્થાથી ડાયરી રાખવાની ટેવ હતી અને સ્મરણશકિત સારી હતી. તેથી "સદ્ધર્મપ્રચારક" માં "કુછ આપ બીતી જગબીતી" ના શીર્ષક નીચે તેમણે પોતાના જીવનના પ્રસંગો લખ્યા હતા. પોતાના જીવનનો અસ્તકાલ નજીક આવેલો લાગતાં તેમને પોતાનું જીવન પોતાને હાથે લખીને પ્રકટ કરવું યોગ્ય લાગ્યું. એ આખું પુસ્તક સાહિત્યની અમર કૃતિઓમાંની એક છે. આ પુસ્તકની શૈલી મધુર, સાદી, ભાવપૂર્ણ અને વેગવાળી છે. શિક્ષિત યુવાનોને પ્રેરક એવા જીવન પ્રસગોથી ભરપૂર છે. એમાં એકેએક શિષ્ટ રસના ભાવોને અનુકૂળ ભાષાપ્રવાહો છે. આ જીવનચરિત્ર વિષે સ્વામીજી પોતે કહે છે કેઃ

મૈં કયા થા ઇસે ઇસ કહાનીમેં મૈંને છિપાયા નહીં. મૈં કયા બન ગયા ઔર અબ કયા હું વહભી મૈંને નહીં છિપાયા. × × × મેરે પુરાને સાથી પ્રાયઃ સબ ચલ બસે હૈં. મુઝે ભી મોત શિર પર ખડી દિખાઈ દે રહી હૈ. મેરે અંતઃકરણમેં જબ કભી નિરાશાકી લહર ઉઠતી હૈ ઉસી સમય વહ શ્રધ્ધાસાગરમેં વિલીન હો જાતી હૈ.

આ પુસ્તકમાં સ્વામીજીએ પોતાના જીવનની કાળી બાજુ પણ સૂચિત કરવામાં પાછી પાની કરી નથી. કલ્યાણમાર્ગના પથિકનું આ જીવન વાંચનારને તરત લાગશે કે સામાન્ય માણસ પ્રયત્નથી મહાન પુરુષ જરૂર થઇ શકે છે.

ઇ. સ. ૧૯૨૬ માં તેઓએ Hindu Sangathan: Saviour of the Dying Race નામની ચોપડી લખી; જેમાં હિંદુ ધર્મની પડતીનો ઇતિહાસ, તેનાં કારણો, સંગઠનના વિચારનો જન્મ અને વિકાસ, હિંદુ મહાસભાની સ્થાપના અને વિકાસ અને હિંદુ સમાજના પુનરુધ્ધારનો માર્ગઃ વગેરે વિષયો ચર્ચાયા છે.

આ સ્થળે એક વાત કહી દેવી જરૂરી ગણું છું. સ્વામીજીની ચતુર્વિધ પ્રવૃત્તિ અને તેમના પ્રચંડ કાર્યપ્રવાહથી અંજાઈને કેટલાક વિઘ્નસંતોષીઓ કડવી ભાષામાં તેમની પર આક્ષેપો કરતા હતા પણ તેમને તે વાંચવાની નવરાશ સુધ્ધાં મળતી ન હતી. એવા આક્ષેપકો ( વિવેચકો ) ને જવાબ આપતાં તેમણે એક વાર લખ્યું હતું કેઃ—

મેરે વિરૂધ્ધ જબ અનુચિત કટાક્ષપૂર્ણ લેખ છપતે હૈં તો કુછ મેરે કૃપાલુ ઉન લેખોંકો મેરે પાસ ઉત્તર કે લિયે ભેજ દેતે હૈં, ઔર મુઝસે આશા રખતે હૈં કિ મૈં ઐસે લેખકોંકી પોલ ખોલું. મૈં ઇસ પ્રકારકા ' જવાબ તુર્કી બેતુર્કી ' દેના પાપ સમજતા હૂં. ઐસે કટાક્ષ કરનેવાલે સજ્જન મેરા મૈલ ધો કર મુઝે શુધ્ધ હોનેકા અવસર પ્રદાન કરતે હૈં. મૈં ઐસે આક્ષેપકોંકો સમઝતા હૂં કિ વે અપની બુદ્ધિ અનુસાર આર્યસમાજકી રક્ષાકે લિયે હી ઐસા કરતે હૈં. શેષ રહા યહ પ્રશ્ન કિ ઐસે લેખોંસે મૈં બદનામ હો કર કામકે યોગ્ય ન રહૂંગા. સો ઈસકા ઉત્તર સ્પષ્ટ હૈ કિ ઐસે લેખોંકી તરદીદ મેરા જીવન સ્વયં કર દેગા. ઔર યદિ આક્ષેપ ઠીક હો તો ફિર તરદીદ કરના ભી પાપ હો જાતા હૈ.

## સમાલોચક તરીકે

સ્વામીજીએ બલિદાનના કેટલાક મહિના પૂર્વે શીખોના "પાતશાહી દશમ ગ્રંથ" ની આલોચના લખવાનું શરૂ કર્યું હતું. તેમના મૃત્યુ બાદ તેમની સાહિત્ય સામગ્રીમાંથી આ અપૂર્ણ લેખ મળી આવ્યો હતો. સ્વામીજીએ આ લેખમાં જણાવ્યું છે કે પાતશાહી દશમ ગ્રંથના લેખક ગુરુ ગોવિંદસિંહ મહારાજ ફારસી અને અરેબિક ભાષા ઉપરાંત આર્યભાષાના પણ પ્રખર વિદ્વાન હતા. તેમની ભાષા પૂર્વી હતી. ગ્રંથમાં અદ્વૈતવાદની છાંટ છે. કવિતામાં છપ્પો, ચાચરી ચરપટ, રવાલ, બહાર, ભુજંગપ્રપાત, ભગવતી, રસાવલ, મધુ બહાર, એકાક્ષરી કવિત્ત, સવૈયા, તોમર, લધનરાજ, દોહરો, પાધડી, તોટક, નારાચ, ત્રીભંગી; છંદોનોયોગ છે. એક ખાલસા નેતાને સ્વામીજીએ કહ્યું હતું કે શીખોના આદિગ્રંથને સમજવામાં મારે તેમની સહાય લેવી પડશે, પણ દશમગ્રંથ સમજવામાં હું તેમને મદદ આપી શકીશ.

## વકતા તરીકે

સ્વામીજીને પત્રકાર, સમાલોચક અને લેખક તરીકે આપણે જોયા, સ્વામીજી એક પ્રખર વકતા પણ હતા. મોરબી રાજ્યના ટંકારામાં ઉજવાયલી દયાનંદ શતાબ્દિ વખતે તેમના શ્રીમુખેથી જેમણે રામાયણની કથા સાંભળી હશે તે તેમની વાણીને જાદુ અનુભવી શકયો હશે. એમની ભવ્ય ગંભીર મૂર્તિ, પેગંબર સમો ધીર ગંભીર નાદ, સિંહની ચાલ, તીક્ષ્ણ નયનધારા કોઇ પણ દર્શકને આકર્ષનાર હતાં. તેમના કંઠમાંથી બુલંદ અવાજે નીકળતી પ્રાર્થના સાંભળીને સર રામ્સ મેકડોનલ્ડે કહ્યું હતું કે " આવી પ્રાર્થના મેં જિંદગીમાં કોઇ પણ વાર સાંભળી નથી. "

ભરૂચ કેળવણી પરિષદ વખતે માતૃભાષા દ્વારા શિક્ષણ અપાવું જોઇએ એ વિષય પર ભાષણ કરતાં મહાત્મા ગાંધીજીએ એવી મતલબનું મુંશીરામજી માટે કહ્યું હતું કે "હિમાલય જેવા દઢ અને ઉન્નત દેખાતા મહાત્મા મુંશીરામજી જ્યારે પોતાની પ્રૌઢ છતાં સાદી અને વ્યવહારૂ વાણીથી હિંદી ભાષામાં પંજાબના સંયુક્ત પ્રાંતનાં ગામડાંમાં હજારો સ્ત્રીપુરુષો અને બાળકોને ધર્મોપદેશ આપવા ઉભા થાય છે ત્યારે તેઓ એકચિત્ત થઇને તે સાંભળે છે" ગાંધીજીનાં આ વચનોમાં રહેલું યથાર્થત્વ મુંશીરામજીના ભાષણોને સાંભળનારાઓ બરાબર પિછાની શકશે. એમના વ્યાખ્યાનો એવાં તો ભાષાલાલિત્ય, વાક્‌શૈલી જુસ્સાદાર અને પ્રેરકબળવાળાં હતાં કે તેઓ આખાયે શ્રોતાવર્ગને પોતાની સાથે ને સાથે ધીમે ધીમે બ્રહ્મચર્ય અને યજ્ઞની ધૂમવાળા નિર્મલ વાતાવરણમાં ખેંચી જતા હોય અગર હિમગિરિની ભેખડો વટાવતા પોતાની પાછળ સૌને ઉન્નત શિખર તરફ લઇ જતા હોય: એવું મંત્રમુગ્ધ દશ્ય તે વખતે થઇ રહેતું હતું.

આવા એક નિડર પત્રકાર, પ્રબળ લેખક અને પ્રખર વકતાને ગુમાવવામાં સાહિત્યે ઘણુંયે ગુમાવ્યું છે.

# રામાયણની રહસ્યકથા.

સંવત્ ૧૯૮૨ ની મહાશિવરાત્રિના દિવસે મહર્ષિ દયાનંદના શતાબ્દિ મહોત્સવ પર શ્રદ્ધાનંદજી કાઠિયાવાડના ટંકારાની યાત્રાએ ગયા હતા. ત્યાં ભેગા થયલા રજપૂતોએ સ્વામીજીને કાંઈ ઉપદેશ આપવા આગ્રહ કર્યો. સ્વામીજીએ ઉંડા દુઃખથી ઉત્તર આપ્યોઃ—" મૈં કિસકી સામને બોલૂં ? મૈંને સુના થા કિ સૌરાષ્ટ્ર મેં બહુત ક્ષત્રિય રહતે હૈં. કિંતુ મૈં યહાં કોઈ ભી ક્ષત્રિય નહી દેખતા." આટલું કહી સ્વામીજી ચૂપ થઈ ગયા. ચોથે દિવસે એ મૌન તૂટયું. એમના મુખમાંથી ગંગાના પ્રવાહ સમી રામાયણ કથા રેલાઇ. ક્ષત્રિયોની ગીતા એ રામાયણ: અને એ કથાકાર કંઠ પણ ક્ષત્રિયવર શ્રદ્ધાનંદનો. બંનેના સંયોગ મળતા મહાસંગીતનું વાતાવરણ સરજાયું. દોઢ કલાક સુધી અખંડ શાંતિ વચ્ચે એ પુનિત વાણીપ્રવાહ વહેતો રહ્યો.

સ્વામીજીએ આ કથા કરી પણ તે માટે શતાબ્દિના કાર્યક્રમમાં પૂર્વેથી કાંઈ નિર્ણય નહોતો થયો. જાણીતા કથાકાર સ્વામી સત્યાનંદજી રામાયણની કથા કરનાર હતા. પણ તેઓ ન આવ્યાથી સ્વામીજીનુ નામ કાર્યક્રમમાં લખાવાયુ -અને એ રીતે એક ઉત્તમ યોગ સધાયો. સ્વામીજી કથા કહી રહ્યા બાદ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થે કહ્યું હતુ: ' સ્વામીજી આજ બાજી માર ગયે. ' આખી શતાબ્દિમા સર્વોત્તમ કાર્યક્રમ તે આ કથા હતી. જે રીતે મહર્ષિ દયાનંદ નિડરપણે રાજા મહારાજાઓને ઉપદેશતા તેજ નિર્ભીક ઢબથી સૌરાષ્ટ્રના રાજવીઓ સમક્ષ રામાયણના મહાસાગરમાંનું સંઘરાયેલું ઝવેરાત નિમ્ન શબ્દોમાં ખુલ્લું કર્યું હતું.

## આદર્શ પુરુષ.

પુરુષવરો (Supermen) ના પૂજક સાધુ વાસવાણી તેમના એક વ્યાખ્યાનમા જગતના પુરુષવરોની નામાવલી ગણાવતા હતા. તેમણે બુદ્ધ અને મહાવીર, કૃષ્ણ, ક્રાઈસ્ટ અને કોન્ફ્યુશીયસ, મહમ્મદ, નાનક, કેશવચંદ્રસેન અને રાજા રામમોહનરાય વગેરે કેટલાંયે નામો ઉચ્ચાર્યાં. પણ તે એક નામ ચૂકી ગયા. વાસવાણીજીના શ્રોતૃવર્ગમાંથી એક મુસલમાન બિરાદરે ખડા થઇ તે નામ સૂચવ્યું: 'સાધુજી આપે બધા નામો ગણાવી દીધાં; પણ સૌથી વિશેષ જ્યોતિર્મય રામચંદ્રજીનું નામ આપ ચૂકી ગયા.' રામચંદ્ર જેવા આદર્શ પુરુષ ( ideal man ) નાં દર્શન મેં જગતના

સાહિત્યમાં ક્યાંય નથી કર્યાં. ' વાસવાણીજીએ પોતાની ચરતચૂક સુધારી અને રામચંદ્રનું નામ જગતના એક આદર્શ પુરુષ તરીકે જનતાને સંભળાવ્યું.

## મર્યાદા પુરુષોત્તમ.

હું પોતે તો રામાયણનો ભક્ત છું. મારા જેવા ભક્તને એક વખત રામાયણ ઉપર મુગ્ધ એવા એક અંગ્રેજ અફસર મળી ગયા. તેમણે રામાયણનું અંગ્રેજીમાં ભાષાન્તર કરેલું છે. એ સજ્જને મને કહ્યું કે 'જગતના વાંગ્મયમાં રામ જેવું પાત્ર મને ક્યાંય નથી લાધ્યું. હું ધર્મે ખ્રીસ્તી છું અને જીસસનો અનુયાયી છું; પણ એ છતાંયે, રામચંદ્રને એક હિંદુ-ભક્ત જેટલા ભાવથી હું પૂજું છું. તમે રામચંદ્રને મર્યાદા પુરુષોત્તમ કહો છો, તેવાજ પુરુષોત્તમ એ રામચંદ્ર મને દેખાયા છે. અને રામચંદ્રજીનું જેમાં ખ્યાન ગવાયું છે, તે રામાયણ પણ મને જગતનું અદ્વિતીય મહાકાવ્ય દેખાયું છે. રામ અને રામાયણના પરિચયે મારી જીન્દગી સાર્થક કરી છે. '

## ભીલ ઋષિ બન્યા.

હિન્દુસમાજની રચના ઉપર સૌથી વિશેષ પ્રકાશ તો રામાયણના કર્તાના નામમાંથી નીતરે છે. રામાયણના કર્તા ઋષિ વાલ્મીકિ કોણ હતા ? વાલ્મીકિ તેમના પૂર્વાશ્રમના ભીલ હતા. અને તેમના ગુણ અને કર્મથી ઋષિ બન્યા હતા, એ રામાયણનો પ્રથમ બોધ છે. આજે હિન્દુ સમાજમાં માણસનો વર્ણાશ્રમ તેના જન્મ ઉપર આધાર રાખે છે; આજે અંત્યજને ઘેર અવતરેલા બાળકને હિન્દુ મંદિરમાં પગ મૂકવાનો અધિકાર નથી; પણ રામાયણ તો પુકારી પુકારીને કહે છે કે ભીલ પણ બ્રાહ્મણ બની શકે છે. રામાયણ આજના પતિત હિન્દુ સમાજને સદ્‌બોધ પાઠવે છે કે વર્ણ જન્મ ઉપર નહિ, પણ ગુણકર્મ ઉપર અવલંબે છે.

## એક પત્નીવ્રતનો આદર્શ.

રામચંદ્રના પિતા દશરથરાય પણ ત્રણ પત્નીઓ કરે છે, હિન્દુ-ધર્મનો એક પત્નીવ્રતનો આદર્શ ચૂકે છે. અને તેનું પરિણામ શું છે ? રામચંદ્રજીના વનવાસ પછી રામાયણના નાયક રામચંદ્ર જીવનભર એક પત્નીવ્રત આચરે છે. એમ રામાયણમાંથી તમામ હિન્દુઓને માટે એક પત્નીવ્રતનો અચળ સિદ્ધાન્ત પ્રતિપાદિત થયો છે. આજે કેટલાક હિન્દુ રાજવીઓ એ સિદ્ધાન્તનો ભંગ કરી અનેક પત્નીઓ કરે છે અને તેનાં પરિણામ વિના અપવાદે કડવાં જ છે.

## વચન સાટે માથું.

દશરથના દરબારમાં વિશ્વામિત્ર ઋષિ આવે છે. રાજા રાજસિંહાસનેથી ઉઠી ઋષિના પાદનું પ્રક્ષાલન કરી, વિશ્વામિત્રનો આવકાર આપે છે. વિશ્વામિત્રને રાજસિંહાસને પધરાવી, પોતે બે હાથ જોડી, તેમની સામે બેસી ઋષિજીની આજ્ઞા માંગે છે. વિશ્વામિત્ર વેણ ઉચ્ચારતાં પહેલાં રાજાને વચનથી બાંધી લે છે; અને પછી પોતાના યજ્ઞની રક્ષા કરવા રામલક્ષ્મણની બેલડી સાથે લઇ જવાની માગણી કરે છે. દશરથ મુંઝાયા. બંને બાળક રાજકુમારોને રાક્ષસની સામે લડવા મોકલતાં દશરથનો જીવ નથી ચાલતો. તેણે મહર્ષિને વિનવ્યા કે 'આપ ફરમાવો તો હું મારૂં આખું સૈન્ય લઇને આવું.' વિશ્વામિત્રને રામ અને લક્ષ્મણનું જ યુગલ જોઈતું હતું. દશરથ રાજા વચનથી બંધાયા હતા; એટલે, મન ન માનતાં છતાં, તેમણે રામ લક્ષ્મણને મહર્ષિ સાથે મોકલ્યા. આ પ્રસંગમાં એક વચનનો આદર્શ મૂકાયો છે. સાચો ક્ષત્રિય વચનને કાજ તેનું માથું ઉતારી આપે. આજે એવા વચન પાળનારા ક્ષત્રિયો કયાં છે? આજે તો ક્ષત્રિય રાજાને તેના વચનની કશી જ કીમ્મત નથી રહી. સાચું ક્ષાત્રતેજ જ કયાંય નથી દેખાતું. એજ હિંદુ જાતિના અધઃપાતનું મુખ્ય કારણ છે.

## બ્રહ્મચર્યનું સ્થાન.

બ્રહ્મચારી રામ અને લક્ષ્મણ તેમના બ્રહ્મચર્યના બળે હજારો રાક્ષસોને હણી, વિશ્વામિત્રના યજ્ઞની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ કરાવી, ઋષિજીની સાથે સીતાસ્વયંવરના દરબારમાં જાય છે. સ્વયંવરમાં શિવધનુષ્ય તોડવાનું હતું. એ શિવધનુષ્ય બ્રહ્મચારિણી સીતાએ એક વખત રમતમાં સરલતાપૂર્વક ઉચકેલું એમ રામાયણમાં વર્ણન છે. જે ધનુષ્ય સીતા જેવી બાળકીથી ઉચકી શકાયું, તેને આર્યાવર્તના સહસ્ર રાજવીઓમાંથી કોઇ ન ઉંચકી શકયું. લંકાપતિ રાવણ પણ ન ઉંચકી શકયો. આખરે વિશ્વામિત્રની આજ્ઞાથી રઘુકુલપતિ રામચંદ્રે તેને ઉંચકી તેના ટુકડા કરી નાંખ્યા. એ પ્રસંગમાં બ્રહ્મચર્યનો પ્રતાપ ગવાયો છે. આજે આપણા જીવનમાં એ બ્રહ્મચર્યનું સ્થાન કયાં છે?

## આર્યસ્ત્રીઓનું ઓજસ.

સીતાએ શિવધનુષ્ય ફેરવી, બ્રહ્મચારિણીની શકિતનો પરિચય દીધો. એ વખતની આર્યનારીના ઓજસનું એક બીજું જ્વલન્ત દૃષ્ટાન્ત રામાયણમાંથી મળે છે.

દશરથ એક વખત યુદ્ધે ગયેલા, ત્યારે કૈકેયી તેમની સંગે સીધાવેલી. યુદ્ધ દરમ્યાન દશરથના રથની ધરી નીકળી ગઇ. કૈકેયીએ તેનો હાથ ધરીને સ્થાને રાખી અને છાતીથી રથને ટેકવી, દશરથને વિજય અપાવ્યો. ભારતની દેવીઓ રણે ચડતી, અને વિજય વરતી, ત્યાં સુધી ભારતવર્ષ સ્વતંત્ર હતો. એવી રણચંડી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ પાકી. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે, જ્યાં સુધી ૧૮૫૮ ના બળવાનો ઝંડો લક્ષ્મીબાઇના હાથમાં હતો અને એ વીરાંગના યુદ્ધના વ્યૂહો ગોઠવતી, ત્યાં સુધી અંગ્રેજોની તાકાત ન્હોતી કે બળવાખોરોને પાછા હઠાવી શકે. ત્યારે હિન્દી બળવાખોરોની તલવારથી અંગ્રેજોનાં ધડ ધડાધડ નીચે પડતા અને એ શબોને પગ નીચે કચડી, વિજયવંત બળવાખોરો આગળ વધતા. પણ નાનાસાહેબે લક્ષ્મીબાઈના હાથમાંથી ઝંડો બીજાના હાથમા સોંપ્યો ત્યારથી બળવાખોરોનો પરાજય થયો.

આજે ભારતવર્ષમાં કૈકેયી કે લક્ષ્મીબાઇઓ છે? આજે ભારતમાં રણચંડીઓ નીપજે છે? આજે સ્ત્રીઓની શી દશા છે? ગુજરાતમાં પડદો (લાજ ખેંચવાનો રિવાજ) છે એ હું જાણતો હતો, પણ કાઠીયાવાડમાં પડદો છે એ હું ન્હોતો જાણતો. પડદો હિન્દુસ્થાનમાં મુસલમાનોની સાથે આવ્યો છે. બારમા સૈકા સુધી ભારતવર્ષમા પડદો ન્હોતો. તેરમા સૈકામા પણ ભારતમાં પડદો ન્હોતો. ચૌદમા સૈકામાં એ હિન્દુસ્થાનમા આવ્યો અને પછી તો તમારા કાઠીયાવાડમાં પણ પેઠો. મુસલમાનો હિન્દુ સ્ત્રીઓને ઉઠાવી જતા. તેમની સામે લડવાની આપણી તાકાત ન્હોતી એટલે સ્ત્રીની આબરૂનું રક્ષણ કરવા સ્ત્રી ઉપર પડદો પડયો. અને તેની સાથેજ સંરક્ષણવૃત્તિમાંથી જ બાળલગ્નનો અનાચાર અવતર્યો. પુત્રીનું રક્ષણ કરવામાં અશક્ત પિતાઓ તેમની કન્યાઓને કાચી વયે પરણાવવા માંડયા. એમાંથીજ આજની નિર્બળ, કમતાકાત હિન્દુ પ્રજા જન્મી છે.

## આદર્શ રાજતંત્રનો યુગ.

દશરથ રાજાને વાનપ્રસ્થ લેવું હતું. તેમને રામચંદ્રનો રાજ્યાભિષેક કરી તેમને શિર રાજ્યધુરા નાંખવી હતી. પણ તે વખતે આજની જેમ despotic monarchy—આપખુદ એકહથ્થુ સત્તાનો જમાનો ન્હોતો. ત્યારે ideal democratic monarchy—આદર્શ પ્રજાનિયંત્રિત રાજતંત્રનો યુગ હતો. દશરથ રાજાએ રાજ્યના પ્રજાજનોને બોલાવ્યા, ઋષિજનોને અને

આ[illegible]દેવોને તેડાવ્યા; અને તેમની સમક્ષ પોતાની ઈચ્છા રજુ કરી. પ્રજાની અનુજ્ઞા મેળવી. રામચંદ્રજીનો રાજ્યાભિષેક ઠેરવાયો.

આજે રાજાઓની રાણીઓને ઝનાનો છે. આજે રાજ્યાભિષેક થાય છે તે એક પુરૂષનો જ. સ્ત્રીનો—જીવનભર સાથે રહેનારી અર્ધાંગનાનો—રાજરાણીનો નહીં. હા, વિલાયતમાં રાજા જ્યોર્જ અને રાણી મેરી સાથે સિંહાસને બેસે છે; ત્યાં પતિપત્ની બન્નેનો રાજ્યાભિષેક થાય છે; પણ ભારત વર્ષમાં અત્યારે તેમ નથી. રામયુગમાં આજના જેવી સ્થિતિ ન્હોતી. રામયુગમાં પુરુષ અને સ્ત્રીનો:બન્નેનો સાથે રાજ્યાભિષેક થતો. ત્યારે રાજ્યની ધુંસરી બન્નેને સાથે પહેરાવાતી.

દશરથ રાજાએ રાજ્યાભિષેકના ખબર આપવા રામ અને સીતાને બોલાવ્યા. બન્નેએ પિતાની આજ્ઞાને શિર નમાવ્યું. રાજ્યાભિષેકની તિથિ ઠરી. તે રાજ્યાભિષેકની તિથિના આગલા દિવસે રામ અને સીતા બન્નેને ઉપવાસ કરવાની પિતાની આજ્ઞા થઇ. આગલી રાત્રે બન્નેને શિલાતલ ઉપર ઘાસની પથારીએ શયન કરવાનો આદેશ થયો. તે મુજબ રામસીતાના યુગલે આખી રાત્રિ તપશ્ચર્યામાં વીતાવી. રામયુગમાં પ્રજાપાલકને—રાજ્યધુરા ધારણ કરનારને, એટલો સંયમ આચરવો પડતો, એટલું તાપસ જીવન અંગીકાર કરવું પડતું.

અને આજે ? એ તપશ્ચર્યાનો, એ સંયમનો આદર્શ ક્યાં રહ્યો છે ? આજે રાજ્યાભિષેકને વખતે રાજકુમાર મદાંધ બને છે, રાજાને ન શોભે એવા જલસાઓ અને રંગરાગો માંડે છે. હમણાંજ કાશ્મીરમાં રાજ્યાભિષેકનો મહોત્સવ ઉજવાય છે. અખબારોમાં પ્રસિદ્ધ થયું છે કે કાશ્મીરેન્દ્ર હરિસિંહે એ પ્રસંગે પાંચ લાખ રૂપીયા તો રંડીઓને અને નર્તિકાઓને નોતરવા પાછળ જ કાઢયા છે; અને એવોજ ઉડાઉ પચાસ લાખ રૂપિયાના ખર્ચનો ક્રમ ગોઠવ્યો છે. આજે આપણી એ દશા છે. આપણા રાજાઓમાંથી પ્રજાપતિની લાયકાત ગઈ છે. પ્રજાપાલક બનવાની જોઇતી તપશ્ચર્યા અને સંયમ તેમણે વણુસાડયાં છે. રાજસંસ્થાને માટે એ સ્વેચ્છાચારના અંતરમાંથી ભયંકર આગાહી ઉઠે છે.

## પિતૃ આજ્ઞા પાલન

રામના રાજ્યાભિષેકના સમાચાર સાંભળી, રામચંદ્રની ઓરમાન માતા કૈકેયીના હૃદયમા દ્વેષની હોળી પ્રગટી. રાત્રે હરખાતા હરખાતા દશરથ રાજા કૈકેયીને:મંદિરે આવ્યા, ત્યારે કૈકેયીએ તેમની પાસેથી તેના લેણા બે

વર માગ્યા. રામચંદ્રને વનવાસ અને ભરતને ગાદીની કૈકેયીએ માગણી કરી. દશરથ એ સાંભળી મૂર્છિત થયા. આખી રાત મૂર્છામાં વિતાવી.

## કૈકેયી અને મંથરા



"પ્રગતિ"ના બંધુત્વથી

પ્રભાતે પિતા દશરથને અને માતા કૈકેયીને પ્રણામ કરવા રામચંદ્ર કૈકેયીના મહાલયે આવ્યા. તેમણે પિતાને મૂર્છિત જોયા. રામચંદ્રે આજ્ઞા કરવા પિતાને આજીજીઓ કરી. તોયે પિતાજી કશું ન બોલ્યા. રામને પારાવાર

ગ્લાનિ થઇ. પિતા કેમ બોલતા નથી ? મારો અપરાધ શો છે ? પિતા આજ્ઞા કરે તો હું અગ્નિમાં ઉતરૂં, શિર કાપી આપું, સમુદ્રમાં પડું. પિતાની આજ્ઞા મેં કદિ ઉથાપી નથી, છતાં પિતાજી મારા ઉપર નારાજ કેમ છે ? રામ પિતાની પાસે થંભી ગયા.

આખરે કૈકેયીએ તેના વચનની વાત સંભળાવી, અને દશરથના વચનને ખાતર ચૌદ વર્ષનો વનવાસ ભોગવવા ચાલ્યા જવા આજ્ઞા કરી. રામચંદ્રના મુખ ઉપર એક રેખાય ન બદલાઈ. જેટલા આનંદથી તે પિતાને પાયવંદન કરવા આવેલા તેટલાજ આનંદથી તે પિતાની આજ્ઞાનું પાલન કરવા ચાલી નીકળ્યા. કશા જ ઉદ્વેગ વિના, યોગીની નિસ્પૃહતાથી, રામચંદ્રે વસુન્ધરાનું રાજ્ય ત્યાગી, વનવાસ ભોગવવા વનનો માર્ગ લીધો.

આ પ્રસંગમાં પુત્રધર્મ બોધાયો છે રામ જેવા આજ્ઞાધારી પુત્રો આજે ક્યાં છે?

## ભ્રાતૃધર્મ.

રામચંદ્રને વનવાસ મળ્યો ત્યારે ભરત તેમને મોસાળ હતા. તે પાછા આવ્યા; તેમને રાજમુગટ પહેરવા કૈકેયીએ વાત્સલ્યપૂર્વક વિનતિ કરી. ભરતે રાજ્ય સ્વીકારવાની ના પાડી. માતાને તેના દુષ્કૃત્ય માટે ઠપકો દીધો, વડીલ બંધુ રામચંદ્રજીને પાછા તેડી લાવવા અયોધ્યાના નગરજનો સાથે તે ચિત્રકૂટ ચાલ્યા. રામે તો આખરે ભરતની એ પ્રાર્થના ન સ્વીકારી અને પિતાની આજ્ઞા મુજબ વનવાસ ભોગવવાનું જ પસંદ કર્યું. રામના એ અસ્વીકારથી શોકાન્વિત બની ભરત અને પ્રજા પાછાં વળ્યાં. ભરતે રામચંદ્ર વનવાસથી પાછા ફરે ત્યાંસુધી તપશ્ચર્યા કરવાનું અને રાજસિંહાસને રામચંદ્રની પાદુકા સ્થાપી તેનું શાસન પ્રવર્તાવવાનો નિશ્ચય કર્યો. તે નિશ્ચય મુજબ ચૌદ વર્ષ રામચંદ્રની પાદુકાના અનુચર તરીકે રાજતંત્ર ચલાવ્યું.

ભરત જેવા ભ્રાતૃધર્મ પાળનાર બાંધવો આજે ભારતવર્ષમાં ક્યા છે ?

## ભીલ ચતુર્વર્ણમાં

ભરત પ્રજાજનોની સાથે ચિત્રકૂટને માર્ગે જતા હતા. રસ્તામાં એક નદીને તીરે નિષાદ રાજા તેમનું સ્વાગત કરવા ઉભેલા. નિષાદ એટલે પંચમ. એવી તે વખતની માન્યતાને અશાસ્ત્રીય ઠરાવી ભરતકુમાર નિષાદ રાજાને ભેટી પડયા, તેનું ભાવભર્યું સ્વાગત હોંસે સ્વીકાર્યું. વેદમાં ચાર વર્ણો બોધ્યા છે; પંચમના જેવો કોઇ પાંચમો વર્ણ હોય શકેજ કેમ ? ભરતે નિષાદ રાજાને અને તેમના લાખો ભીલોને ચતુર્વર્ણમાં લીધા અને તેમનો ઉદ્ધાર કર્યો.

એ ભરતને પગલે ચાલનારા ક્ષત્રિયો આજે કયાં છે? આજે સાત કરોડ અછૂતો ભરત જેવા ક્ષત્રિય નૃપતિની વાટ જોઇ રહ્યા છે અને એ અછૂતોની સેવા તો કેટલી જબ્બર છે? આપણામાં કદરદાની હોય, આપણે કૃતજ્ઞતામાં માનતા હોઇએ, તો તો એ અછૂતોને, એ ભીલોને, આપણે એક પળવાર પણ આપણાથી અળગા ન રાખી શકીએ એટલો વિપુલ તેમનો ઉપકાર છે.

હિન્દુપતિનો ઈલ્કાબ પ્રજાએ એક પ્રતાપને જ આપ્યો છે એ પ્રતાપની બધી ફોજ જ્યારે મુસલમાન શહેનશાહો સાથેની લડાઈમાં નાશ પામી, અને પ્રતાપ એક અસહાય બની ગયો, ત્યારે એ હિન્દુપતિ મહારાણાનું કોણે રક્ષણ કર્યું હતું? અછૂતોએ—કામઠાધારી ભીલોએ. તેમણે શરૂનો કોટ રચી, મહારાણા પ્રતાપને સુરક્ષિત રાખેલા. ત્યારપછી શિવાજી મહારાજના જાનની રક્ષા કરનારા પણ અછૂતો—મહારો જ હતા. તે ઉપરાંત ગુરુ તેજબહાદુરનું શિર દુશ્મનની તરવારથી કપાઇ જ્યારે જમીન ઉપર રઝળવા માંડયું ત્યારે તેને જતનપૂર્વક ઉપાડી, પોલવાળી નાજુક ટોપલીમાં પધરાવી, ગુરુ ગોવિન્દસિંહ પાસે એ મસ્તકને લઈ જનાર અને ભક્તિપૂર્વક તેમના ચરણમાં એ શિર ધરનાર પણ એક ભંગી જ હતો. અછૂતોની એવી એવી ઐતિહાસિક સેવાઓ છે. આપણે એ સેવાઓનો બદલો આજે કેવી રીતે વાળીએ છીએ?

### દૃઢ નિશ્ચયો

રામચંદ્ર પિતાની આજ્ઞાનું પાલન કરવા ચિત્રકૂટ છોડી, ભીષણ અરણ્યોના ભીતરમાં આગળ ચાલ્યા. રામચંદ્રને પિતાની આજ્ઞા હતી કે તેણે ચૌદ વર્ષ સુધી વનવાસની તપશ્ચર્યા કરવી. રામની સાથે સ્વેચ્છાએ વનવાસ સ્વીકારનારા લક્ષ્મણની પ્રતિજ્ઞા હતી કે પોતે ચૌદ વર્ષ સુધી વડીલ ભ્રાતા રામચંદ્રની સેવા ઉઠાવવી. રામચંદ્રની છાયા સરીખડાં સીતાજીએ વ્રત ધરેલું કે પોતે રઘુવીરને પગલે અનુસરી રઘુવીરની સાથે સર્વ પ્રકારની કઠોર તપશ્ચર્યા માંડવી. રામ, લક્ષ્મણ અને જાનકીની ત્રિપુટિએ એ નિશ્ચય કેવી અડગ દૃઢતાપૂર્વક પાળ્યો. એનાં અનેક ઉદાહરણો રામાયણમાંથી સાંપડે છે. તેમાં સૌથી જ્વલંત ઉદાહરણ રામ અને સીતાના બ્રહ્મચર્યનું છે.

સીતાનું રાવણે હરણ કર્યું, ત્યાર પછી રામલક્ષ્મણ સીતાની શોધમાં ભટકતા ભટકતા વાનરોની કિષ્કિન્ધા નગરીમાં આવી પહોંચ્યા. સીતાને પીઠ ઉપર નાખી આકાશ માર્ગે ઉડતો લંકા તરફ ચાલ્યો જતો રાવણ જ્યારે કિષ્કિન્ધા પાસેથી નીકળ્યો, ત્યારે વાનરોના ટોળામાં સીતાજીનાં થોડાં આભૂષણો પડેલાં તેમાં હાથના બાજુબંધ, કાનના કુંડળ અને પગના નૂપુર

હતાં. વાનરરાજ સુગ્રીવે એ આભરણો રામચંદ્રજીના ચરણમાં ધર્યાં. રામચંદ્રજી એમાંથી એકે ઘરેણાને ઓળખી શક્યા નહિ. ઘરેણાં લક્ષ્મણે નીરખી કહ્યું:

नाहं जानामि केयूरम् नाहं जानामि कुंडलम् ।
नूपुरं चैव जानामि नित्यं पादाभिवन्दनात् ॥

કેયૂર કે કુંડલને હુ નથી ઓળખતો; નિત્ય પાયવન્દન કરવાના નિયમને કારણે એકલા નૂપુરોનેજ બરાબર ઓળખુ છું.

## સીતાનુ હરણ



"પ્રગતિ"ના બ્લૉકની

## ૧૧૨

# સીતાની શોધમાં રામચંદ્રજી



"પ્રગતિ"ના બંધુત્વથી

લક્ષ્મણ સીતાજીના માત્ર નૂપુરનેજ ઓળખી શક્યા, અને રામચંદ્રજી કાંઈ ઓળખી શક્યાજ નહિ. એ બતાવે છે કે વનવાસના ચૌદ વર્ષ દરમ્યાન રામચંદ્રે સીતાજીના દેહ ઉપર નજર સરખી પણ ન્હોતી કરી. આવા

બ્રહ્મચર્યેજ રામમાં રાક્ષસના ધાડાંઓને હણવાની અને રાવણનાં માથા રણમાં રોળી નાંખવાની તાકાત મૂકી. આજેયે એવો બ્રહ્મચારી નીપજે તો દુનિયાને તેના બળથી તાજુબ કરી મૂકે. પણ એવું બ્રહ્મચર્ય ક્યાં છે?

સીતાજી અશોક વનમાં એકલાં બેઠાં છે રાવણ અને તેના અનુચર રાક્ષસો દરરોજ સીતાજી પાસે આવી અનેક પ્રકારની ધમકીઓ આપી જાય

## અશોક વનમાં સીતાજી.



'પ્રગતિ'ના બંધુત્વથી

છે. પણ સીતાજી ઉંચી નજર પણ કરતાં નથી. સતી સીતાજી ઉંચી નજર કરે તો રાક્ષસો ભસ્મ થઈ જાય. છતાંયે સીતાજી એમ શા માટે નથી કરતાં ?

હનુમાનજી સીતાજીની ભાળને અર્થે સમુદ્ર ઓળંગી લંકા નગરીમાં આવ્યા અને કુદતા કુદતા અશોક વનમાં જઈ પહોંચ્યા. ત્યારે સીતાજીને રાક્ષસીઓની સતાવણી ચુપચાપ સહી લેતાં જોઈને હનુમાનજીને સવાલ થયો કે પળ માત્રમાં ત્રણે લોકને ભસ્મ કરવાનું સામર્થ્ય ધરાવનારાં સીતા મૈયા આ જુલ્મ શા માટે બરદાસ્ત કરે છે ? તેમણે રાક્ષસીઓને સીતાજીની પાસેથી કાઢી મુકી પોતાની સમસ્યાનો ઉકેલ માગ્યો. સીતાજીએ ઉત્તર દીધો:

## સીતાની બ્રહ્મચર્યભાવના.

'પુત્ર હનુમાનજી, મારા એક પતિવ્રતના પ્રભાવથી, મારા સતીત્વના તેજથી, હું રાવણને બાળી ભસ્મ કરી શકું તેમ છું; પણ રામચંદ્રજીની ગેરહાજરીમાં હું મારો એ પુણ્યસંચય ખર્ચી નાંખવા નથી માંગતી. રામચંદ્ર મારી સાથે ન હોય ત્યાં સુધી અશોક વનમાં જ રહીશ અને તેમના નામની માળા જપીશ ! '

હનુમાનજીને સીતાનાં દર્શન કર્યા પછી, અને તેમના ઉપર ગુજરતો રાક્ષસોનો જુલ્મ નીરખ્યા પછી, સીતાજીને એકલા અશોક વનમાં મૂકી પાછા ફરવું ઠીક ન લાગ્યું. તેમણે સીતાજીના પગમાં માથું નમાવી આજીજી ઉચ્ચારી કે 'માતા, તમારૂં દુઃખ મારાથી નથી સહેવાતું, તેમ તમને એકલી મૂકીને પાછા ફરતાં મારો જીવ નથી ચાલતો; માટે તમે મારી પીઠ ઉપર સવાર થઈ જાવ અને હુ તમને રામચંદ્રજી પાસે લઈ જાઉં.'

સીતાએ ન માન્યું. તેમણે કહ્યું કે ' મારા શરીરને રઘુવીર સિવાય કોઇનો સ્પર્શ થઈ શકે નહિ. રાવણે મને તેની પીઠ ઉપર નાંખી ત્યારે હું મૂર્ચ્છાવશ હતી એટલે લાચાર હતી. વીર હનુમાન તમે સુખેથી સિધાવો. હું તો રામચંદ્ર લંકા આવી મને તેડી જાય ત્યાં સુધી અશોકવનમાં જ રહીશ, અને તપશ્ચર્યા કરીશ. ' હનુમાનજી સીતામૈયાના પાદામ્બુજમાં ફરી વાર મસ્તક નમાવી ચાલી નીકળ્યા.

સીતાજીની આવી બ્રહ્મચર્યભાવના અને તપશ્ચર્યાને પરિણામે જ લવ-કુશ જેવા વીર શિરોમણિ પુત્રો પાકે : આજે સીતાજીના આદર્શનો એક સહસ્ત્રાંશ પણ ભારતની મહિલાઓના આચારમાં દેખાય છે ? ભારતની દેવીઓના જીવનમાં સીતાજીનું બ્રહ્મચર્ય નથી, સીતાજીનું તેજ નથી સીતા-જીની તપશ્ચર્યા નથી. સીતાજીનું સતીત્વ નથી. એટલે જ આજે ભારતમાં લવકુશ અશકય થઈ પડયા છે, એટલે જ ભારતની આજે આ દુર્દશા છે.

## શક્તિની મહત્તા.

રાવણ પડયો. ઈંદ્રજીત વધ થયો. લંકામાં રામચંદ્રજીના વિજયની નોબતો વાગવા માંડી. સીતાજીને અશોક વનમાંથી ગાજતે વાજતે રામચંદ્ર સમક્ષ તેડી લાવવામાં આવ્યાં. સીતાજીની વિશુદ્ધિ કરવા અગ્નિકુંડ રચવામાં આવ્યો. સીતાજી

* ઈંદ્રજીત વધ. *



(પ્રગતિના બંધુકૃત્યથી).

અગ્નિમાં પડી તેમની પવિત્રતાની પરીક્ષા આપવા તૈયાર થયાં. પણ રામચંદ્રજીએ સીતાજીનો હાથ ગ્રહ્યો : 'ના દેવી અમને તમારી ખાત્રી છે.' રામચંદ્રે સીતાજીને પોતાની સાથે સિંહાસને બેસાડયાં; સીતારામની બેલડી સિંહાસને શોભવા લાગી; રામાયણ રચાયું.

આખા રામાયણમાં—સમગ્ર રામચરિત્રમાં એક વસ્તુ ખાસ મનનીય છે. રામયુગમાં સ્રીઓને સર્વ પ્રકારની સ્વતંત્રતા હતી, સ્રી પુરુષના જેટલા જ અધિકાર ભોગવતી, એટલું જ નહિ પણ સ્રી પુરુષ કરતાં વધારે માનની હકકદાર ગણાતી. રામાયણમાં સર્વત્ર સીતારામ લખાયું છે; કયાંય રામસીતા નથી લખાયું. પ્રથમ સીતા અને પછી રામ. આજે યુરોપ કે જે સ્રીબહુમાનને માટે દુનિયાભરમાં પંકાય છે, ત્યાં પણ સ્રીઓને રામયુગ જેટલું ગૌરવવન્તુ સ્થાન નથી. વિલાયતમાં આજે રાજા જયોર્જ અને રાણી મેરી બોલાય છે; પણ રામયુગમાં તો કોઈ સીતારામને બદલે રામસીતા બોલે તો મોટો અપરાધ ગણાતો.

## ભકત હનુમાન.

રામચંદ્ર અયોધ્યા આવ્યા. અયોધ્યાને રાજસિંહાસને રામચંદ્રની પધરામણી થઇ; પહેલો દરબાર ભરાયો. લંકાથી સાથે આવેલા વાનર સુભટો તેમની માનભરી જગ્યાએ બેઠા. એ સુભટોના સરદાર સમા મારુતી પણ તેમને આસને બેઠા. રામચંદ્રજીએ એ સૌ સુભટોને તેમની વીરતાની કદરમાં ઇનામો આપવા માંડયાં. સૌને ઈનામોની નવાજેશ થઈ; પણ હનુમાનને કશું ઇનામ ન મળ્યું. સીતાજીને આ નીરખી અચંબો થયો. તેમણે પોતાના ગળામાંથી સાચા મોતીનો મહામૂલ્યવાન નવસરો હાર કાઢીને હનુમાનને આપ્યો. હનુમાનજીએ હારનું એક એક મોતી મ્હોં વતી તોડી એને નીચે ફેંકી દેવા માંડયું. એમ પાંચ છ મહામૂલાં મોતી ટુકડા કરીને ફેંકી દીધાં. સીતાજી આ ન સમજી શકયાં. તેમને હનુમાનના આ વાનરવેડા જોઈ દુ:ખ થયું. તેમણે હનુમાનને તેમ ન કરવા સૂચવી તેમ કરવાનું કારણ પૂછયું.

'માતા, આપનો આ હાર મારે નકામો છે, હું એનું મોતી તોડી તોડીને એનું આંતર નિહાળું છું; પણ તેમાં મને કયાંય રામનામ નથી

મળતું અને જેમાં રામનામ ન હોય એવી કોઈ વસ્તુની શી જરૂર છે?".
હનુમાનનો એ ઉત્તર સાંભળી સીતાજી સ્તબ્ધ બની ગયાં.

આજે એવો હનુમાન ક્યાં છે? એવો ભક્તશિરોમણી મહાવીર ક્યાં છે? મહર્ષિ દયાનન્દનું જીવન ઘણી રીતે મર્યાદા પુરુષોતમ રામચંદ્રના જીવનને મળતું આવે છે; પણ રામચંદ્રને હનુમાન જેવો સેવક મળ્યો અને દયાનન્દને ન મળ્યો એટલું દયાનન્દનું જીવનકાર્ય અધૂરૂં રહ્યું છે.

મહર્ષિ દયાનન્દના એ અનુયાયીઓ, એ બ્રાહ્મણો અને ક્ષત્રિયો, એ હિન્દુઓ, તમે દયાનન્દને ચહાતા હો, તમે હિન્દુત્વના ઉદ્ધારના કાર્યને સહાય કરવા ઇચ્છતા હો, તો તમે વીર હનુમાન જેવા સાચા સેવક બનો. રામની કે દયાનન્દની તસ્બીર પાછળ ઘેલા બનનારા ખોટા સેવકો નહિ, પણ અંતરમાં રામનામ રાખનારા અને દયાનંદનું જીવનકાર્ય અપનાવી લેનારા સાચા સેવક બનો.

## રામાયણને જીવનમાં ઉતારો.

રામાયણના મહાકાવ્યમાં, પુરુષોત્તમ રામચંદ્રના જીવનમાં દરેકે દરેક પ્રકારનો જીવન-ધર્મ આલેખાયો છે. પણ આજે એ રામાયણનું પઠનપાઠન જ ચૂકાયું છે, એટલે એમાં બોધેલા જીવનધર્મના આચરણનો તો અવકાશ જ ક્યાં રહે છે? ભારતના ક્ષત્રિયવીરો, જે રઘુવંશના સંતાન હોવાનું તમે માનો છો તે રઘુવંશને દીપાવવાને અને જે હિન્દુધર્મના રક્ષક તરીકે તમારા ગૌરવગાન ગવાય છે તે હિન્દુ ધર્મની રક્ષા અર્થે 'તમે સાચા ક્ષત્રિય બનો, રામાયણમાં બોધેલો ક્ષાત્રધર્મ જીવનમાં ભરો. અને ભારતની દેવીઓ, રામચંદ્રનું બધું બળ સીતાને આધારે જ હતું. તેમ આજનું ભારતોધ્ધારનું કાર્ય પણ તમારા જેવી આર્યમહિલાઓના સહચાર વિના સિદ્ધ થવું અશક્ય છે. એ દેવીઓ, તમે સીતા બનો; તમે લવકુશને જન્મ આપનારી વીર માતાઓ બનો; તમે હનુમાનને કૂખમાં ધારનારી અંજની દેવીઓ બનો. એ આર્ય મહિલાઓ, અને એ ક્ષત્રિયો, તમારા બન્નેના વર્ચસ્વ ઉપર જ ભારતના ઉદ્ધારનો આધાર છે.

---

# ખૂનો અને ખૂની હુમલાઓની પરંપરા.

શ્રદ્ધાનંદજીના બલિદાન પછી ૧૧ મહિનામાં નીચે મુજબનાં ખૂનો અને ખૂની હુમલાઓ થયા છે તેની ટુંક નોંધ આપું છું:—

## ખૂન.

(૧) નારાયણસિંહજી, પટણા આર્યસમાજના પ્રમુખને ધોળે દિવસે રસ્તામાં જતાં રિવોલ્વરથી.

(૨) પંડિત બનવારીલાલને (ચંદોસી ગામના) :સ્ટેશનના પ્લેટફોર્મ પર પાણી પીતાં પચાસ મુસ્લીમોએ ઝબે કર્યો.

(૩–૪) લખનઉના લાલા બદરીશાહનું અને તેના નોકરનું ખંજરથી જૂલાઇ માસમાં ખૂન.

(૫) અજમેરના રેલ્વે નોકર ભૈરવસિંહને આબુરોડ પર ગોળીથી વીંધ્યો.

(૬) દિલ્હીના રહીસ અને ગૌરક્ષક પહેલવાન શેઠ નાનચંદને ફરીદાબાદ પાસે ટ્રેનમાં ઉંઘતાં તા. ૨૨–૮–૨૭ ને રોજ કાપી નાખ્યા.

(૭) પીલીભીતના ઓનરરી મેજીસ્ટ્રેટ રા. બા. બહાદુરસિંહને તારીખ ૨૯–૮–૨૭ ને રોજ રાત્રે બંદુકથી ઠાર કર્યા.

(૮–૯) રા. બા. બહાદુરસિંહને બચાવવા જનાર બે નોકરોને ગોળીથી ઠાર કર્યા.

(૧૦) વજોગ્રામ (મેરઠ) ના હોશિયારસિંહ નામના **બાર વર્ષના બાળકને** તેના પિતાના વેરના બદલા તરીકે તા. ૧૭-૮–૨૭ ને રોજ મારી નાંખ્યો.

(૧૧) કરાંચીના લાલા ગોપાળદાસનું **માથું હથોડાથી છુંદીને** ખૂન કર્યું.

(૧૨) લાહોરના માનકચંદજીનું ફિરોજ પઠાણે તા. ૧૦–૧૦–૨૭ ને ખૂન કર્યું.

(૧૩) ઇંદોરના બળવંત પહેલવાને કોઈ કેસમાં મુસ્લીમોની વિરૂદ્ધમાં સાક્ષી પૂરી હશે તેનો બદલો લેવાને આઠ મુસ્લીમોએ તારીખ ૧૪-૧૦-૨૭ ને રોજ રાતના ૮ વાગે ખૂન કર્યું.

(૧૪) લાહોર ખાતે મોચીગેટ આગળ રહેતા લાલા ટેકચંદનું ઇમાનદીને ખૂન કર્યું. ખૂનીને ફાંસીની સજા થઇ.

## ખૂની હુમલાઓ.

(૧) "રંગીલા રસૂલ" ના પ્રકાશક રાજપાલપર લાહોર ખાતે ખુદાબક્ષે તા. ૨૬-૯-૨૭ ને રોજ હુમલો કર્યો. ગુનેગારને ૭ વર્ષની સખત કેદની સજા થઇ. સ્વામી સ્વતંત્રતાનંદજી રાજપાલને બચાવવા જતાં ઘવાયા.

(૨) સ્વામી સત્યાનંદજી પર લાહોર ખાતે અબ્દુલ અજીજે તારીખ ૯-૧૦-૨૭ ને રોજ સાંજે હુમલો કર્યો. કપૂર ભાઇઓએ જીવને જોખમે સ્વામીજીને બચાવ્યા. ગુનેગારને ૧૪ વર્ષની સખત સજા થઇ.

(૩) છીંદવાડાના દીનાનાથ પર ખૂની હુમલો.

(૪) પંડિત ધુરેન્દ્રનાથ શાસ્ત્રીપર હૈદરાબાદ (સિંધ) થી લાહોર જતાં ટ્રેનમાં હુમલો થયો.

(૫) પૂનાના ભાલચંદ્ર વેપારીને અબ્દુલ્લાએ છરાના ત્રણ ઘા કર્યા.

(૬) મદ્રાસના વિશ્વાનંદરાવ વકીલ પર અકટોબર માસમાં એક મુસ્લીમે ખંજરના બાર ઘા કર્યા.

(૭) સીવનીના બજરંગના છોકરા વિહારીલાલને તા. ૧૧-૧૦-૨૭ ને રોજ એક મુસ્લીમે હંટરથી માર્યો.

(૮) કલકત્તાના એક શ્રીમંત મારવાડી પર રસ્તે જતાં એક મુસ્લીમે છરાથી હુમલો કર્યો.

એ ઉપરાંત નાના નાના હુમલાઓ તો ઘણાયે થયા છે.

---

# ગુરૂકુલ શિક્ષણ પ્રણાલિનું રહસ્ય.

ગુરુકુલ શિક્ષણ પ્રણાલિ શું છે અને તેનો અમલ કેવો થયો છે, તેમાં કેટલી સફલતા પ્રાપ્ત થઈ છે અને તેનાં પરિણામો કેવાં ઉત્પન્ન થયાં છે એની ઝાંખી જાણીતા શિક્ષણશાસ્ત્રી અને રાજદ્વારી પુરુષોના જ શબ્દોમાં અત્રે આપવી ઉચિત ધારૂં છું.

## પાર્લામેન્ટના એક સભ્યનો અભિપ્રાય.

બ્રિટીશ પાર્લામેન્ટના સભ્ય, મજુર પક્ષના નેતા અને શહેનશાહતના માજી વડા પ્રધાન મિ. જે. રેમ્સે મેકડોનલ્ડ આજથી ચૌદ વર્ષપર એટલે ૧૯૧૪ ના શિયાળામાં ઈસ્લીંગ્ટન કમિશનના એક સભ્ય તરીકે હિંદને પ્રવાસે આવ્યા હતા ત્યારે તેમણે ગુરુકુલની મુલાકાતનાં સ્મરણો લખ્યાં હતા તેનો સાર આ રહ્યો:—

“ જેઓએ હિંદી રાજદ્રોહ વિષે વાંચ્યું હશે તેઓએ ‘ગુરુકુલ’ નું નામ પણ સાંભળ્યું હશે. ત્યાં આર્યસમાજનાં બાલકો શિક્ષણ લે છે. આર્ય-સંસ્કૃતિની ભાવના અને વિપ્લવકારી ધર્મસંસ્થા તરીકે ઓળખાતી આર્ય સમાજને માટે શંકાઓનું એ કેન્દ્રસ્થાન છે. સરકારનાં ભવાં એ સંસ્થા માટે ખેંચાય છે, પોલિસ અધિકારીઓ એની વિરૂધ્ધ લખાણ કરે છે અને એંગ્લો ઇંડીયનો એને ધિક્કારે છે. પણ એની યાત્રાએ જવા હું દિલ્હીથી રેલ ગાડીમાં નિરાંતે સૂતો. સવારે હરિદ્વાર પહોંચ્યો. પહાડોના દુર્ગની અંદરથી ધુધવાટ સાથે આવતી ભાગીરથીમાં સ્નાન કરીને આત્માનું અમરત્વ શોધવાનો પ્રયત્ન કરનાર યાત્રાળુઓ સ્ટેશન પર ઉભરાતાં હતાં. અરણ્યના આવરણમાં શોભતી ટેકરીઓ ઉંચેથી અમારી સામે નજર માંડતી હતી. તેની વચ્ચે થઇને અમે કડકડતી ઠંડીમાં :પગરસ્તે ચાલવા માંડયું. નદીને કિનારે પહોંચતાં ઉંચા પહાડોનું દશ્ય આંખો સમક્ષ ખડું થયું. કોઇ પ્રચંડ દેવાલયના ઘુમટો ઉભા હોય તેવા હિમાચ્છાદિત શ્વેત હિમાલયનાં શિખરોને ચરણે એ બધા ડુંગરાઓ નત મસ્તકે ભક્તિ ભાવે વંદન કરતા હોય એવો ચિતાર થઇ રહ્યો હતો. નદીનું પાણી, પહાડી જંગલ અને હિમ—ધવલ મેદાન સૂર્યોદયમાં ચમકતાં હતાં. આવો સૂર્યોદય મેં કદી જોયો ન્હોતો ત્યાંથી અમે તમેડમાં બેઠા. આંખના પલકારામાં અમે ગંગાના મધ્ય વહેણમાં પહોંચ્યા. અમારી બંને બાજુએ વાંદરાં કીકીયારીઓ

કરતાં હતાં. જંગલના વિચિત્ર પ્રાણીઓ તમેડ સાથે ભાગીરથીના અથડાતાં મોજાંની ચપાટોના અવાજોથી જાગી જઇને ડોકીયું કરી લાંબા ઘાસની ઓથમાં છુપાઈ જતાં હતાં. આખરે અમે રેતાળ કિનારે ઉતર્યા અને છેવટે ભગવો ઝુંડો જણાયો. ત્યાંજ ગુરુકુલ હતું. એ સંસ્થામાં શિક્ષણાલય અને સાધુમઠના તત્ત્વોનો સંગમ હતો. × × × અધિકારીઓની નજરે આ સંસ્થા વિપ્લવકારી જણાતી હતી. કારણ શું ? એના શિક્ષક મંડળમાં કોઈ અંગ્રેજ નથી, શિક્ષણનું માધ્યમ અંગ્રેજીભાષા નથી, સરકારી યુનિવર્સિટીનાં પાઠય પુસ્તકોનો અહીં ઉપયોગ નથી, યુનિવર્સિટીની પરીક્ષામાં કોઇ બ્રહ્મચારીને મોકલવામાં આવતો નથી, અને ગુરુકુલ પોતેજ ડિગ્રી આપે છે. કદાચ આવા કારણોથી ત્યાં રાજદ્રોહની ગંધ સરકારને આવી હશે. મેકોલેના ૧૮૩૫ ના ખરીતા પછી હિંદી શિક્ષણની અંદર આ એક અસાધારણ ક્રાંતિ હતી. × × × ગુરુકુલ ભૂમિપર પગ મૂકયો કે મને પ્રતાપ છાંટતી છટાથી ડગલાં ભરતી એક ઉંચી અને ભવ્ય આકૃતિ અમારો સત્કાર કરવા સામી ચાલી આવતી જણાઇ. કોઈ પણ આધુનિક કલાકાર તેના ઈસુખ્રિસ્તના ચિત્રના નમુના માટે એ માનવ આકૃતિને સ્વીકારે એવી એ ભવ્ય મૂર્તિ હતી! મધ્ય યુગની રુચિવાળો કલાકાર એમાંથી સેંટપીટરની આકૃતિ સરજે એવી એ મુખમુદ્રા હતી! મહાત્મા મુંશીરામજી અમને નમસ્કાર કરીને ઓ૩મ્ અક્ષરે શોભતા એક સાદા ઓરડામાં લઇ ગયા. આવો મધુર ઉતારો તો કોઇ પણ અતિથિને કદી ગણ્યુ નહિ મળ્યો હોય. ગુરુકુલમાં જોડા બહાર કાઢીનેજ રસોડામાં જવાનો નિયમ છે મુંશીરામજી અન્નદેવતાની પ્રાર્થના ઉપાડે છે એટલે અમારાં માથાં નીચાં ઢળે છે. ભોજન પરથી અનેક પ્રાર્થનાઓ મેં સાંભળી છે પણ આજે સાંભળી તે તો અદ્વિતીય હતી. મહાત્માજીનો બુલંદ છતાં મધુર અને સંસ્કૃત સ્વરો પર અજબ જાતનો ભાર દેતો એ અવાજ સુંદર સંગીત સરજતો હતો. ભોજન બાદ વિદ્યાલય જોવા ગયા. ચારે દિશામાં વ્યવસ્થા અને પ્રસન્નતા મ્હેકતી જણાઇ. તેજસ્વી આંખો વાળા નાના બટુકો અને ગંભીર મુદ્રાવાળા મોટી વયના બ્રહ્મચારીઓ માટીના મોડેલ રચતા, શ્લોકો લલકારતા અને અધ્યાપકોનાં પ્રવચનો સાંભળતા વર્ગમાં બેઠેલા જોયા. શાળાનો વખત પૂરો થતાં બ્રહ્મચારીઓ તરતજ રમવાને દોડી જાય છે. પ્રત્યેક બાળક પોતાના આચાર્યને પગે પડી વંદના કરીને ચાલ્યો જાય છે. સાંજને સમયે અમે જંગલમાં મહાત્માજી સાથે ફરવા ગયા. મહાત્માજીનાં વસ્ત્રો, પીઠ અને છાતી ફરતો

એ પીળો પટ, એ શરીરનો મરોડ, એ લાંબો દંડ, એ દેહાકૃતિ: એ બધાએ મારી બાલ્યાવસ્થામાં દરેક રવિવારે જોયેલાં ગેલીરીના ચિત્રોમાંની ક્રાઈસ્ટની મૂર્તિનું મને સ્મરણ કરાવ્યું. સૂર્યના પ્રકાશમાં પશ્ચિમ દિશા પ્રજળી રહી છે; માથા પરનો અર્ધ ચંદ્ર ધીરે ધીરે ચંદ્રિકાની પ્રભા ધારણ કરતો જાય છે; રાત્રિનું વાતાવરણ સ્તબ્ધ બનવા સાથે ઉંચું ઘાસ પણ શાંતિ ધારણ કરે છે: જીવ જંતુઓનાં હલનચલન પણ સ્પષ્ટ સાંભળી શકાય છે: અને અમારા પરથી શાંતિનું મોજું પસાર થઇ જાય છે. આખું ગુરુકુલ અંધકારમાં ડુબ્યું છે. પણ મંત્રોચ્ચાર કરતા બ્રહ્મચારીઓના સૂરોથી મેદાન ગૂંજી ઉઠયું છે. યજ્ઞશાલામાં સાદડીઓ પર નાનાં નાનાં, શ્વેત ધોતી પહેરેલા બટુકો બુદ્ધની પ્રતિમાઓ સમા બેઠેલા છે. એ નથી હાલતા કે નથી અમારી સામે પણ જોતા. પૂજા કરીને તેઓ પોતાની શાંત ધ્યાનમગ્નતામાં એકાગ્ર થઈ બેસી ગયા છે. યજ્ઞશાલામાં કુંડમાં અગ્નિ સળગે છે. અધ્યાપકો અને અધિષ્ઠાતાઓથી વીંટળાઇને બ્રહ્મચારીઓ અગ્નિહોત્ર નામની એક પ્રાચીન ક્રિયા કરી રહ્યા છે. ઘૃતના સિંચનથી અગ્નિ જ્વાળાઓ આકાશ સુધી જતી દેખાય છે અને આખી યજ્ઞશાળા પીળી પ્રભાથી ઉભરાય છે અને દિવાલો પર ભીષણ પડછાયા નાચી ઉઠે છે ક્રિયા પૂરી થાય છે. અગ્નિ ઓલવાઈ જાય છે પણ તારાઓ ગુરુકુલના ચોગાનને અજવાળતા ટમટમે છે. વાળુ કરવા માટે અમે સાદડી પર બેસીએ છીએ. સામેથી ગંગા પથરાઓ વચ્ચે મધુર સ્વરે વહી જતી નજરે પડે છે. ઉંચા ઉંચા ઘાસનાં ફૂલો ચંદ્રની પ્રભામાં નાચે છે. આખું વન ઝાકળમાં ઝલકે છે. વાયુના સૂસવાટા રાહભૂલ્યા આત્માઓનું સ્મરણ કરાવે છે. સ્વપ્નમાં મને કોઇ કહેતું લાગે છે કે—"અમે બીજું કાંઈ નથી માંગતા, અમને ફક્ત એકાંતમાં પ્રભુભક્તિ કરવા દો." શું એ પણ રાજદ્રોહ !

[ હિમાલયની છાયામાં વસેલા તે રમણીય તપોવનનો એ તપસ્વી આજે આ લોકમાં નથી. એની ઝુંપડી આજે ખાલી પડી છે. છતાં ત્યાં સંગીતની–વેદઘોષની–ઉપનિષદોના તત્વોની સુરાવલિ સંભળાય છે. તપોવનના પાંદડે પાંદડે અને પુષ્પપુષ્પોમાંથી એ સંગીતનો રવ કર્ણગોચર થાય છે. આર્યસંસ્કૃતિ, આર્યભાવના અને આર્યગૌરવના એ વંદનીય ગાનારને પ્રણામ ! ]

## અમેરિકન શિક્ષણશાસ્ત્રીનો અભિપ્રાય.

એક અમેરિકન પ્લીડર અને શિક્ષણશાસ્ત્રી મિ. માયરન એચ. ફેલ્પ્સે ગુરુકુલ કાંગડીની મુલાકાત લીધી હતી. શિક્ષણ સંબંધી તેમના વિચારો બ્યુરોક્રેટીક(નોકરશાહી)હતા.તેઓએ ગુરુકુલમાં દોઢ માસ રહીને બારીક અવલોકન કરી અલ્લાહબાદના એંગ્લો "ઇંડીયન પાયોનીયર" પત્રમાં નવ લેખો લખ્યા. તેમાં તેમણે હિંદની વર્તમાન અને પ્રાચીન.શિક્ષણ પ્રણાલિ પર સામાન્ય દૃષ્ટિ નાંખીને ગુરુકુલના બ્રહ્મચારીઓના અભ્યાસ, ચારિત્ર્ય અને દિનચર્યા વગેરે પર જે લખ્યું હતું તેનો સાર આપવો ઉચિત ધારૂં છું. તેઓ લખે છેઃ—એકલા અમેરિકા, ઇંગ્લાંડ કે હિંદના વાસી તરીકે નહિ પણ આખા ભૂમંડલના વાસી તરીકે હું શિક્ષણશાસ્ત્ર અને કલાની શોધ માટે નીકળ્યો. અને હિંદમાં મદ્રાસ, ત્રાવણકોર, મ્હૈસુર, મુંબાઈ, સંયુકત પ્રાંત અને પંજાબમાં ફરીને ત્યાંની કેળવણીની સંસ્થાઓ જોઇ. છતાં કોઇ પણ સ્થળે વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચે ગાઢ સંબંધ મારા જોવામાં ન આવ્યો. કોલેજના પ્રોફેસરો વિદ્યાર્થીને તેમનાથી હલકા ગણતા મેં જોયા. તે વખતે મને અમેરિકા યાદ આવ્યું. અમેરિકામાં વિદ્યાર્થીઓ સાથે પ્રોફેસરો મિત્રના સંબંધથી વર્તે છે. ઉચ્ચ સદાચાર અને જીવનના પ્રેરણાત્મક આદર્શોવાળા શિક્ષકો સાથે આવો સંબંધ રાખીને રહેનારા વિદ્યાર્થીઓનું મને સ્મરણ થયું. મને લાગ્યું કે અમેરિકા વગેરે પાશ્ચાત્ય દેશોને શિક્ષણની આવી પદ્ધતિનું જ્ઞાન અનુભવોની એરણે ઘડાઇને મળ્યું છે. પણ હિંદમાં તો ગુરુશિષ્યનો આવો સંબંધ વંશપરંપરાથી યુગો થયાં ચાલ્યો આવે છે. મેં હિંદમાં સરકારી, મિશનરી અને બીજી ખાનગી શિક્ષણ સંસ્થાઓ જોઇ પણ તેમાંથી મને સંતોષ ન મળ્યો. એ સંસ્થાઓમાં અંગ્રેજી કલાસિકસ—શેકસ્પીયર, મિલ્ટન સ્કોટ વગેરેનું તત્ત્વ રેડાતું જોયું ભીંતો ઉપર રામાયણ કે મહાભારતનાં વચનો કે ચિત્રો ન જોયાં. હિંદીઓને અંગ્રેજ બનાવનાર કારખાનાં મેં એ સંસ્થાઓમાં જોયાં. યુરોપની સામાજિક પરિસ્થિતિને અનુકૂલ વાર્તાઓ, રિવાજ અને ભાષાના પ્રયોગોને ગોખતા વિદ્યાર્થીઓ મેં દીઠા. વળી શિક્ષિત હિંદી લોકોને તેમની માતૃભાષા ભૂલી જઈને અંગ્રેજીમાંજ બોલતાં કે લખતાં જોયાં. આમ છતાં એક સ્થળે ભારતની પ્રાચીન શિક્ષણપ્રથાનો સફલ પ્રયોગ થતો મારા જોવામાં આવ્યો. હરિદ્વાર ગુરુકુલમાં વર્તમાન યુગને માટે તદ્દન નવીન અને આનંદદાયક એક સંસ્થા મેં જોઈ. એમાં બૌદ્ધિક શિક્ષણ સાથે નૈતિક શિક્ષણનો સંપર્ક જોયો. બાળકો ૭-૮ વર્ષની વયે આ સંસ્થા

(ગુરુકુલ) માં દાખલ થાય છે અને સાદાઇ, બ્રહ્મચર્ય તથા આજ્ઞાંકિતપણાના વ્રત લઈને ૧૬ વર્ષ સુધી તે સંસ્થામાં રહે છે. બ્રહ્મચારીઓને શરૂઆતના ૧૦ વર્ષ સુધી તેમના પિતાને ઘેર ખાસ કારણ વગર જવા દેવામાં આવતા નથી. શિક્ષકો અને બ્રહ્મચારીઓ વચ્ચે પરસ્પરના વિશ્વાસ અને પ્રેમનો સંબંધ છે, પિતા પુત્રનો સંબંધ છે. બ્રહ્મચારીઓ એકમેકના સુખ-દુ:ખમાં ભાગ લે છે. કોઇપણ બ્રહ્મચારી તેના સાથીને આપ્યા વગર ખાતો નથી. જો કોઇ માંદો પડે તો તેની સારવાર માટે બ્રહ્મચારીઓની વારી બંધાય છે અને રાત્રે ઉજાગરા કરીને પણ તેની શુશ્રૂષા (સેવા) કરવામાં આવે છે. બ્રહ્મચારીઓ સવાર સાંજ સંધ્યા અને અગ્નિહોત્ર કરે છે. અગ્નિ-હોત્રને ભક્તિક્રિયાના અંગ ઉપરાંત આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી ગણ-વામાં આવે છે. આચાર્ય શ્રધ્ધાનંદનો ઉપદેશ સાંભળવાને યજ્ઞશાળામાં બ્રહ્મચારીઓ એકઠા થાય છે ગુરુકુલના મારા નિવાસ દરમ્યાન મેં એક પણ ક્રોધી કે રિસાયલો ચહેરો જોયો નથી, એક પણ ઉતાવળીયો કે ક્રોધ ભર્યો અવાજ સાંભળ્યો નથી, એક પણ બાલકમાં અસંતોષ, દુ:ખ કે ઘરઘેલાઈ Homesickness નાં ચિહ્નો જોયાં નથી. તેમનાં મુખ હંમેશાં હસતાં અને આનંદી હોય છે. તેઓ રમત વખતે રમતમાં અને ભણતી વખતે અભ્યા-સમાં તદ્દન એક ચિત્ત બની જાય છે. ક્રિકેટ અને ફૂટબોલની મેચો બીજી હાઇસ્કૂલ અને કોલેજો સાથે રમાય છે તે વખતે ઉઘાડા પગ અને ઉઘાડા માથાવાળા બ્રહ્મચારીઓ એ મેચોમાં એવા દૃઢ ઉભા રહે છે કે પ્રેક્ષકને આશ્ચર્ય લાગ્યા વગર ન રહે. સખત ઉનાળામાં પણ તેઓ આનંદથી ઉઘાડે પગે ચાલે છે. ઠંડીનો પારો ૪૦ ડિગ્રી ઉતર્યો હોય તો પણ આ બ્રહ્મચારીઓ તાપણી કરીને તાપતા નથી. કેવળ આનંદને ખાતર એક દિવસમાં ૨૪ માઇલ ફરી આવતા કેટલાયે બ્રહ્મચારીઓ મેં જોયા છે. ચોથી શ્રેણીથી ૧૪ મી શ્રેણિ સુધીના બધા બ્રહ્મચારીઓને ગંગામાં તરતાં આવડે છે. ( ઘણાક બ્રહ્મચારીઓ ગંગાના પ્રવાહના ઉત્તુંગ મોજાંઓમાં થઈને, ધસ્યા જતા સિંહની માફક તરે છે.) બ્રહ્મચારીઓ સખત મજુરીનું કામ પણ કરી શકે છે. હરદ્વાર જવાની સડક અને ગરનાળાં ગંગાના પૂરથી તૂટી જતાં બ્રહ્મચારીઓએજ બાંધી આપ્યાં હતાં. હૈદરાબાદમાં ભયંકર જલપ્રલય થયો ત્યારે બ્રહ્મચારીઓએ ૧૫ દિવસ સુધી ઘી, દૂધ અને દાળનો ત્યાગ કરીને તેની બચત રકમ ત્યાં મોકલી આપી હતી. જો કે એજ હૈદરાબાદના નિઝામે સ્વામી નિત્યાનંદજીને તેઓ ફકત આર્ય સમાજી હોવાના ગુના

બદલ હદ પાર કરેલા છતાં પણ બ્રહ્મચારીઓએ મદદ મોકલી હતી. એક-વાર પાસેના ગામમાં આગ લાગી હતી રાત હતી. છતાં બ્રહ્મચારીઓએ ત્યાં જઇ પહોંચી ઉઘાડે પગે સળગતી આગમાં કુદી પડીને પણ લોકોના જાનમાલ બચાવ્યાં હતાં. ગુરુકુલમાં એક વાર એકી સાથે ૧૮ જણા ટાઈફોઇડ તાવમાં પટકાયા પણ બ્રહ્મચારીઓની જ શુશ્રૂષાથી અમે બચી ગયા. આખી રાત બ્રહ્મચારીઓ દરદીની માવજત કરતા અને દિવસે અભ્યાસ કરતા. બ્રહ્મચારીઓના મગજમાં કોઈ પણ સંપ્રદાયનાં સિદ્ધાંતો નાંખવામાં આવતા નથી. તેઓને નીતિ અને ધર્મના સામાન્ય નિયમો શીખવીને, વૈદિક–ધર્મના સામાન્ય નિયમો શીખવીને અને વૈદિકધર્મનો આદર્શ તેમની આગળ મુકીને તે પર વિચારવાનું કામ તેમનેજ શિરે મૂકવામાં આવે છે. નીતિના પાઠો અજબ રીતે અપાય છે. જો કોઇ બ્રહ્મચારીએ નીતિનું ઉલ્લ-ઘન કર્યું હોય તો તેની ખબર આચાર્યને પહોંચતાં તેઓ ઉપદેશ વખતે તે બ્રહ્મચારીની અનીતિનો દાખલો આપીને તેને અનુકૂલ શ્લોક કે મંત્ર બ્રહ્મચારીઓ પાસે જ કઢાવે છે અને તે શ્લોક કે મંત્ર પર લાંબું વિવેચન કરીને નીતિની મહત્તા અને અને અનીતિના દોષો સમજાવી તે બાળકને સમજ પાડવામાં આવે છે. આથી તે બ્રહ્મચારી પસ્તાઇને પોતાનીજ જાતે એક અઠવાડીયા સુધી એકાહાર કરવો, ગાયત્રીના દરરોજ ૧૦૦૦ જાપ કરવા, ઉભા રહીને ૧૨ શ્લોકો દરરોજ મોઢે કરવા વગેરે જાતની શિક્ષા પોતાના ગુન્હા બદલ વ્હોરી લે છે ડિસિપ્લીન જાળવવા માટે સખત હુકમોની જરૂર પડતી નથી. પણ બ્રહ્મચારીઓના અંતરને ધર્મને નામે ઉદ્બોધન કરવામાં આવે છે. આવી સંસ્થા હિંદને માટે ઘણી જરૂરી છે ગુરુકુલમાં અંગ્રેજી, વિજ્ઞાન. ન્યાય, તત્વજ્ઞાન વગેરેનો અભ્યાસ હિંદી ભાષાદ્વારા જ થાય છે. જો કે બ્રહ્મચારીઓ ઉપલા વિષયો અંગ્રેજી ગ્રંથોમાં વાંચે છે છતાં વિષયોને હિંદીમાં યાદ રાખીને પ્રશ્નપત્રોમાં લખતા હોવાથી તેમનું જ્ઞાન ઘણું વિશાળ બને છે. તેમને અંગ્રેજી શબ્દો, શબ્દસમૂહો યાદ રાખવાનો નકામો શ્રમ કરવો પડતો નથી. વળી પરીક્ષા ત્યાંનાજ શિક્ષકો કે પ્રોફેસરો લે છે. હુશિયાર બ્રહ્મચારી એક વર્ષમાં બે પરીક્ષા પણ આપી શકે છે. મારા અભિપ્રાય .મુજબ હિંદની સારી કેળવણીની સંસ્થાઓમાં કાંચીવરમની હિંદુ કન્યાશાળા, ગુરુકુલ હરિદ્વાર, ટાગોરનું શાંતિનિકેતન અને બારીસાલની બ્રજમોહન સંસ્થા છે.

## સયુક્ત પ્રાંતના ગવર્નરનો અભિપ્રાય.

સંયુક્ત પ્રાંતના તે વખતના ગવર્નર સર જેમ્સ મેસ્ટને તા. ૯-૩-૧૯૧૩ ને રોજ ગુરુકુલની મુલાકાત લીધી હતી, તે વખતે તેમને ગુરુકુલના બ્રહ્મચારીઓએ માનપત્ર આપ્યું હતું. જવાબમાં ના૦ ગવર્નરે જણાવ્યું હતું કે આખા હિંદમાં મૌલિક અને રસદાયી શિક્ષણનો પ્રયોગ કરવાનું કાર્ય ગુરુકુલે કર્યું છે તે જોવા માટે હું અત્રે આવ્યો છું. વળી સરકારી પત્રોમાં જે લોકોને અપાર, ભયંકર અને અજાણ્યા વિપ્લવના સૂચક ગણવામાં આવે છે તેમને જોવા માટે આવ્યો છું. (હસાહસ) એ અભિપ્રાયો ખોટા છે તેનો પુરાવો એજ છે કે હું જાતે અત્રે ઉપસ્થિત થયો છું.

ઋષિ મુનિયોની પુરાણ પુનિત પ્રથાની સાથે વર્તમાન વૈજ્ઞાનિક પદ્ધતિઓનું સુંદર મિશ્રણ કરીને એકાંત જંગલમાં ધાર્મિક ફરજ બજાવનારા તપસ્વીઓનું આ તપોવન છે. બ્રહ્મચારીઓનું નીરોગ અને મજબૂત શરીર, આજ્ઞાધારી, સત્યવાદી અને ભક્તિમય ભાવોથી ભરેલાં તેમનાં મનો છે. બીજી સ્કુલો અને કોલેજોમાં દર ત્રણ વિદ્યાર્થીએ એક વિદ્યાર્થી ચશ્મા પહેરે છે. પણ અહી દર વીસે એકજ બ્રહ્મચારીને ચશ્માં પહેરવાં પડે છે. રાજદ્વારી પ્રશ્ન અત્રે ચર્ચવા માંગતો નથી. કારણ કે આ સંસ્થાને રાજદ્વારી પવનનો જરા પણ સ્પર્શ નથી."

એ પછી બીજીવાર સર જેમ્સ મેસ્ટન તેમનાં પત્ની સાથે તા. ૧૯-૨-૧૪ ને રોજ ગુરુકુલ પધાર્યા હતા અને તેમના પત્નીએ અભિપ્રાય આપ્યો હતો કે **ગુરુકુલ એક આદર્શ યુનીવર્સીટી છે.** ત્રીજીવાર તા. ૨૦-૧૦-૧૬ ને રોજ ના૦ વાઇસરાય લોર્ડ ચેમ્સફર્ડની મુલાકાતની ગોઠવણ કરવાને અને ચોથીવાર ના૦ વાઈસરાય સાથે, એમ ચાર વાર ગુરુકુલ કાંગડીની મુલાકાતે ગયા હતાં. વૃંદાવન ગુરુકુલની પણ તેઓ નામદારે મુલાકાત લઇ ત્યાં શ્રદ્ધાનંદજીનાં વખાણ કર્યાં હતાં.

## ના૦ લોર્ડ ચેમ્સફર્ડે લીધેલી મુલાકાત.

તા. ૨૧ મી અકટોબર ૧૯૨૬ ના દિવસે ગુરુકુલમાં ના૦ શહેનશાહના પ્રતિનિધિ ના૦ વાઇસરાય લોર્ડ ચેમ્સફર્ડ પધાર્યા. તેમની સાથે તેમના પત્ની પણ હતાં. તેમને તુલસીની ચા, પકોડી, અને ફળનો નાસ્તો આપવામાં આવ્યો. તેઓ નામદારે સંસ્થા જોઈ ઘણો સંતોષ જાહેર કર્યો. તેમણે ગુરુકુલની જુદી જુદી કલબોમાં જઈને ત્યાં બ્રહ્મચારીઓએ કરેલી ડિબેટ (ચર્ચા) સાંભળી. બ્રહ્મચારીઓનું સ્વાસ્થ્ય જોઇને તેમને ઘણોજ આનંદ થયો.

# સ્વભાવ અને વૃત્તિઓની પરીક્ષા.

( ફ્રેનોલોજીને આધારે ).

**आकारैरिंगितैर्गत्या चेष्टया भाषणेन च ।**
**नेत्रवक्त्रविकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः ॥**

**સ્વામી શ્રદ્ધાનંદજી.**



મુંબઇ ખાતે શેઠ શૂરજી વલ્લભદાસને ત્યાં તા. ૧૬-૩-૧૯ને રોજ સ્વામીજી પધાર્યા હતા, તે વખતે તેમનું વય ૬૩ વર્ષનું હતું. ગુજરાતના જાણીતા મસ્તકશાસ્ત્રી ગિરધરલાલ ગોવિંદજી મ્હેતાએ તેમનું માથું તપાસી લેખી રિપોર્ટ આપ્યો હતો જે વિશે સ્વામીજીએ તા. ૨૬-૧-૨૨ના પત્રમાં અભિપ્રાય આપ્યો હતો: "Your reading of my System through phrenology is wonderfully correct."

## જ્ઞાનવૃદ્ધિ માટે માથું ભલે લો.

આ વિષયમાં વધુ પરિચય મિ. મ્હેતાના શબ્દોમાં વાચકને આપુ તો ઠીક પડશે :—

"સ્વામીજી એ એકજ એવી વ્યક્તિ આ હિંદમાં મને મળી હતી કે જેણે પોતાનુ માથું મસ્તકવિદ્યા સંબંધી શોધખોળ માટે મેં માંગ્યું ત્યારે આપવા માટે ઇચ્છા બતાવી સૂચવ્યું હતું કે મારૂં માથું હરિદ્વાર ગુરુકુલની પ્રયોગશાળામાં મૂકાવજો. એ પછી તો એ મહાન પુરુષનું ખૂન તા. ૨૩–૧૨–૨૬ ને રોજ દિલ્હીમાં થયું. મને તેની ખબર થતાં મેં એક તાર સ્વર્ગસ્થના પૂર્વાશ્રમના પુત્ર પ્રો. ઈન્દ્રવેદાલંકાર પર અને બીજો તાર દિલ્હી આર્યસમાજના મંત્રી પર સ્વામીજીનું મસ્તક સંગ્રહી રાખવાની મતલબના કર્યા.પણ મને કોઇપણ તરફથી ઉત્તર ન મળ્યો. આર્યસમાજ જેવી આગળ વધેલા વિચારની સમાજ, વિજ્ઞાનની શોધ માટે સ્વર્ગસ્થની ઈચ્છા છતાં આ બાબતમાં બેદરકાર રહી એ બતાવી આપે છે કે હજી પણ આપણો શિક્ષિતવર્ગ ઘણો પછાત છે, સંકીર્ણ ભાવવાળો છે મેં શ્રીમતી એની બીસેન્ટ, મહાત્મા ગાંધી, લોકમાન્ય તિલક વગેરે પાસે પણ મસ્તકની માંગણી કરી હતી પણ તેનો સ્વીકાર થયો નથી. હું આ સ્થળે જણાવીશ કે રશિયાના તારણહાર મોંસ્યો લેનીનના મગજના હજારો ટુકડા કરીને તેની પરીક્ષા કરવા માટે રશિયામાં સોવીયટ સરકારે એક ખાસ ઇન્સ્ટીયુટ સ્થાપી તે દ્વારા મનુષ્યના અને તે પણ લેનીનના મગજની પરીક્ષા કરી વૈજ્ઞાનિક શોધ માટે પ્રયત્ન કરવા માંડયા છે. મને આશા છે કે હિંદના વિશાલ ભેજાંવાળાં મહાન પુરુષો વિજ્ઞાનની ઉન્નતિમાં પોતાનો ફાળો જરૂર આપશે. સ્વામીજીનું મસ્તક તપાસીને મેં જે રિપોર્ટ તેમને આપ્યો હતો તેની ખરી નકલ હું ભાઇ દિનેશને પ્રકટ કરવા આપું છું."

૧. આત્મ રક્ષકવૃત્તિઓ ( Selfish Propensities ):-સાધારણ જિજીવિષા; સાધારણ બુભુક્ષા અને પિપાસા; બહુજ સાધારણ વિત્તૈષણા; ખટપટ કે પ્રપંચમાં દીલ ન ભળી શકે અને વેગોને રોકવું ભારે પડે એવી નિગ્રહ વૃત્તિ; સારી ઉદ્યોગશક્તિ અને ઘણી સારી કાર્યશકિત; સ્પર્ધા, સાહસ અને શૌર્ય ઘણા સારાં; એકંદરે આત્મરક્ષક વૃત્તિઓ સાધારણ પ્રકારની હોવાથી સ્વાર્થ તરફ ઓછું અને પરમાર્થ તરફ વધુ વલણ હતું.

૨. સાંસારિક વૃત્તિયો ( Social faculties ):—પ્રેમભાવ કે શૃંગાર પ્રિયતા બહુ સાધારણ છતાં સ્નેહાળ; દામ્પત્યસ્નેહ કમી; વાત્સલ્ય સ્નેહ મંદ; ઘણીજ તીવ્ર સ્વદેશાનુરાગની વૃત્તિ; સાધારણ પ્રકારનો મૈત્રીભાવ; ચિત્તની સ્થિરતા સારી અને તત્પરાયણતા ઘણી સારી; એકંદરે સાંસારિક ભાવો વિરાગના ભાવોથી પૂર્ણ અને સાધારણ પ્રકારના હોવાથી જીવને બંધનમાં જકડે એવા ન હતા.

૩. ઉત્કર્ષક વૃત્તિયો ( Aspiring faculties ):—સાવધતા ઓછી, ભકભકીઓ સ્વભાવ; યશ અને પ્રતિષ્ઠાની ઇચ્છા સારા પ્રમાણમાં; સ્વમાનવૃત્તિ સારી; આગ્રહી સ્વભાવ, દૃઢ અને ધૈર્યવાન; પ્રાચીન વિષયો તરફ અતિશય પૂજ્યભાવ; એકંદરે ઉત્કર્ષક ગુણો ઉન્નત ધર્મભાવયુક્ત હોવાથી જીવન ઉન્નત છે.

૪. નૈતિક અને ધાર્મિક વૃત્તિયો ( Moral and Religions Sentiments ):—ઘણી પ્રબળ ઇશ્વર પરની શ્રદ્ધા અને ભક્તિ; અધ્યાત્મરતિ પ્રબળ અને કાંઈપણ અજાયબીભર્યું કાર્ય કરી બતાવવાની પ્રબળ ઈચ્છા; આશા, ઉત્સાહ અને પ્રગતિશીલ વિચારો, આત્મનિષ્ઠા, ન્યાય અને સત્ય તરફ પરાયણતા તીવ્ર; દયાની તીવ્ર લાગણી, પરોપકાર અને યશ માટે જીવન અર્પણ કરવાની વૃત્તિ; આ વૃત્તિયો પ્રબળ હોવાથી જ જગતના કલ્યાણ માટે સ્વાર્થ ત્યાગ કરીને આખુ જીવન વ્યતીત કર્યું છે.

૫. પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓ ( Self perfecting faculties ):—કલાકૌશલ્યના ઉદ્ધાર માટે યોજના કરનારૂં પ્રબળ શક્તિવાળુ મસ્તિષ્ક; સૌન્દર્યપ્રેમ સારા પ્રમાણમાં, કાવ્ય વગેરેનો શોખ; ભવ્ય પ્રકારનો ઔદાર્ય ભાવ અને કુદરતની ભાવના તરફ ગંભીર વલણ; સારી અનુકરણ શક્તિ; કટાક્ષ યુક્ત હાસ્યવૃત્તિ હોવાથી ટીકાકાર તરીકેનું વધુ સારૂં કાર્ય કરનાર; રામાયણ મહાભારત વગેરે પ્રાચીન કાવ્યો તરફ માન અને પ્રાચીન ભવ્ય ભાવનાઓથી પૂર્ણ આદરભાવયુક્ત જીવનમાંજ આનંદ પડે તેવી વૃત્તિવાળા.

૬. અવલોકન શક્તિયો:—( Observing faculties ):—અવલોકન શક્તિઓનો આખો સમૂહ પ્રબળ અને તીવ્ર; છુપી પોલિસનુ

કાર્ય ઘણું સારૂં યોજી શકે, મનુષ્ય પરીક્ષા સારી; ચિત્રકામ અને ભરતકામ પર પ્રીતિ; મનુષ્યના સ્વભાવની ઉંડાણથી પરીક્ષા કરનાર; વ્યવસ્થા શકિત ઘણી સારી; ગણિતજ્ઞાન સાધારણ; મુસાફરીનો શોખ તીવ્ર પ્રમાણમાં; એકંદરે કળા, હુન્નર કે અવલોકનમાં ચપલતાની જે જરૂર હોય છે તે તેમનામાં ઘણી સારી હતી.

૭. બુધ્ધિ અને મનન શકિતયો ( Literary and Reflective facultis )—ઇતિહાસ શકિત સારી, યાદ શકિત તીવ્ર; તાલ-સમયનું જ્ઞાન મંદ, સંગીત શકિત સાધારણ; વકતૃત્વ શકિત ઘણીજ સારી, તર્ક અને તુલનાની શકિતઓ ઘણી સારી અને કાયદા તથા ન્યાય વગેરેના પ્રશ્નો જલદી સમજી શકે તેવી; પ્રેરણા શકિત અને સૌજન્ય સારા પ્રમાણમાં; નિદ્રાવૃત્તિ બહુજ સાધારણ; એકંદરે આ શકિતઓ સુંદર, પ્રવૃત્તિશીલ, શકિત સંપન્ન અને પ્રદીપ્ત છે.

## સામુદ્રિક લક્ષણો.

મોટા નાક અને જડબાવાળું લંબગોળ મુખ; ચપળ અને તીવ્ર આંખો; કલાકૌશલ્ય વાળી ભ્રમર; નમ્રતાયુકત પોપચાં; શંકાશીલ, બુધ્ધિશાળી, લડાયક અને સ્પર્ધાશીલ નાક; કાર્યકૌશલ્ય અને ચપલતા યુકત કાન; સુંદર અને ભેદક ઓઠ; લાંબા પહોળા અને ભરાવદાર ગાલ; સ્નેહાળ અને બેવડી હડપચી; સ્વમાન, યશ અને ગાંભીર્ય વાળી મુખ રેખા; શરીરના પ્રમાણમાં નીરોગી ગ્રીવા; મજબુત અને સપ્રમાણ હૃદય, પચનેન્દ્રિયો, જનનેન્દ્રિય, હાથ પગ, અને અન્ય રસો; એકંદરે બધાય લક્ષણો એક લશ્કરી સેનાપતિને છાજે તેવાં હતાં. મસ્તિક બંને કાન વચ્ચેથી ચપટું હોવાથી પરોપકારી અને નિસ્વાર્થી; સર્વતોમુખી વાચન; સુખી લગ્ન સંબંધ; સાહજિક નેતા. ખાસ સૂચના એ છે કે વ્યાખ્યાન વખતે સત્ય બોલવામાં પ્રસંગ આવતાં સાવચેત રહેવું જોઈએ.

# કોમકોમના વિરોધી ન્હોતા.

"બોંબે ક્રોનિકલ"ના મહાસભા અંકમાં, સ્વામીજીના "લિબરેટર" પત્રના સહતંત્રી મિ. પી. આર. લેલેએ એક લેખ લખી સ્વામીજી સંબંધી ફેલાતાં કેટલાંક જુઠાણાંઓનાં કારણો દેખાડયાં છે તેનો સાર વાચકો સમક્ષ રજુ કરૂં છું:—

"સને ૧૯૨૨માં સ્વામી શ્રદ્ધાનંદે પોતાની તરફ સરકારનું ધ્યાન ખેંચ્યું. હું જાણું છું કે જો લોકમાન્ય તિલકને સરકારે જેલયાત્રાએ ન મોકલ્યા હોત તો લોર્ડ સીડનહામ મહારાષ્ટ્રમાં જે અમાનુષી આચરણ અમલમાં મૂકી શકયો તે ન મૂકી શકયો હોત. સ્વામી શ્રદ્ધાનંદ અને લોર્ડ રીડીંગના રાજ્યતંત્ર સંબંધમાં પણ એવીજ ઘટના બની. સર એડવર્ડ મેકલેગનના તંત્ર દરમ્યાન, હિંદુ અને મુસલમાન વચ્ચે વૈમનસ્ય ઉપજાવવા, છાના અને બીનસત્તાવાર પ્રયત્નો સતત ચાલુ હતા. પરંતુ જ્યાં સુધી લોર્ડ મોન્ટેગ્યુ સેક્રેટરી ઓફ સ્ટેટના ઓદ્ધા પર હતા ત્યાં સુધી તો એ પ્રયત્નોને પૂરતા પ્રમાણમાં ટેકો ન મળ્યો. પણ સેક્રેટરી ઓફ સ્ટેટના ઓદ્ધા પર કોન્ઝરવેટીવ પક્ષનો અમલદાર આવ્યો કે તરતજ બાજી ફેરવાઈ. છતાં જ્યાં સુધી સ્વામી શ્રદ્ધાનંદ છૂટા હોય ત્યાં સુધી હિંદુ મુસલમાન વચ્ચેના ભાઈચારાને પુરેપુરો તોડી નાંખવો એ સરકારને માટે અશકય હતું. અંતે સ્વામીજીને જેલમાં પુરવામાં આવ્યા અને એવી અફવાઓ ફેલાવવામાં આવી કે શુદ્ધિ પ્રચારને માટે સ્વામીજીને એક મોટી રકમ મળી છે, અને જેલમાંથી શિક્ષાની મુદ્દત પૂરી થતાં પૂર્વે છોડી દેવાનું કારણ પણ એજ છે કે તેમણે સરકારને કબુલાત આપી છે કે તેઓ રાજદ્વારી લડત છોડી દઇને હવે ફક્ત શુદ્ધિની હીલચાલ ઉપાડી લેશે.

દિલ્હીના ધુંધવાતા (disgruntled) રાજદ્વારી પુરુષોમાંના કેટલાકને આ તક યોગ્ય લાગી અને એ અફવાને ચોમેર ફેલાવવા લાગ્યા. તે સમયથી સ્વામીજીને માટે અવિશ્વાસ વધતો ગયો. હિંદુઓમાં એક કુટેવ છે કે તેઓ પોતાના હિંદુ ભાઇઓનેજ અવિશ્વાસ અને શંકાની દૃષ્ટિથી જોવા તૈયાર થઈ જાય છે. કેવળ અજ્ઞાનને લીધે, જાતીય પક્ષપાતના નામ હેઠળ પોતાના ઉમદા ખવાસના નેતાઓને નીચા પાડવાનો કેટલાકોનો તો ધંધો થઈ પડયો છે. જે મહાનુભાવો, વિચારમાં પણ જાતીય દૃષ્ટિબિંદુને સ્થાન નહિ આપવાનો દાવો કરે છે તેમાંના કેટલાક ૧૯૨૩ ની સાલમાં કોમી બિખવાદને વખાણતા

અને તેના તેજ મહાનુભાવોએ ૧૯૨૬ માં રાજદ્વારી મતાંતરને લઈ જેઓ જુદા પડે તે બધાયને કોમી પક્ષપાતીનો ખિતાબ આપીને વખોડવાની પ્રથા પાડી. મેં હંમેશાં નર્યા કોમી પક્ષપાતની વિરૂદ્ધ પોકાર કર્યો છે. પરંતુ અહિં મારે કહી દેવું જોઇએ કે હિંદુસ્થાનના નર્મદાની દક્ષિણે આવેલા ભાગમાં, નર્મદાની ઉત્તરે આવેલા પ્રદેશ વિષે સત્ય ઘટનાથી વિરૂદ્ધ ઘણુંએ અસત્ય ફેલાવવામાં આવ્યું છે.

વૈદિક ધર્મમાં મૂકેલી સંપૂર્ણ શ્રદ્ધાને કોમી પક્ષપાતનું નામ આપવામાં ન આવતું હોય તો હું છાતી ઠોકીને કહી શકું છું કે સ્વામી શ્રદ્ધાનંદમાં કોમી પક્ષપાતનો એક છાંટો સરખોએ ન્હોતો. અલબત્ત એઓ એમ ન્હોતા માનતા કે હિન્દુ મુસલમાન ઐક્ય માટે હિંદુઓમાં ઠેરઠેર કલહનું અસ્તિત્વ હોવુંજ જોઇએ.

એમને પિછાનવાની દરકાર સરખીએ કરી નથી તેવાઓએ એમનું નામ વગોવ્યું છે અને કમનસીબે જેઓ એમને સારી રીતે સમજી શક્યા છે તેઓ પણ, ન સમજી શકાય એવા કારણોને લઈ, એમને બદનામ થવા દે છે. સ્વામી શ્રદ્ધાનંદ મુસલમાનોને ધિક્કારતા એવું હડહડતું જુઠાણું કેટલાક મંડળો તરફથી ફેલાવવામાં આવે છે; અને એમનાં મરણ પછી એક વર્ષે પણ વાતચીતમાં એ જુઠાણું ટકાવી રાખવાના પ્રયત્નો આપણે જોઇએ છીએ. તેથી સત્ય વસ્તુ બહાર પાડવા પ્રયત્નોની જરૂર લાગે છે.

જો સ્વામીજી એકેએક મુસલમાનને અવિશ્વાસની નજરથી જોતા હોત તો મુસલમાન ખુની એમની નજદીક કદીએ ન જઇ શક્યો હોત. છેલ્લાં ૪૦–૫૦ વર્ષોના એક પ્રખર દેશનેતાને માટે આવાં જુઠાણાં ચાલે એ શોચનીય વાત છે. બ્રીટીશ નોકરશાહીની જાળગુંથણી કુશાગ્ર બુદ્ધિવાળાં દેશાભિમાનીને પણ ભૂલ ખવડાવે એવી છે. સ્વામીજી માટે અવિશ્વાસની જાળ બિછાવવામાં આવી તેમાં જૂજ સનાતની હિંદુઓ અને મુસલમાનો સપડાયા છે. અંતમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે જે સ્વામીજી ભવિષ્યને પોતાનું દૃષ્ટિબિંદુ રાખીને કાર્ય કરતા અને હિંદુત્વને પૂરેપૂરૂં રક્ષણ ફક્ત સ્વરાજ્યજ આપી શકે એમ છે એમ વારંવાર હિંદુઓને પડકાર કરીને કહેતા તેમને ભવિષ્યની પ્રજા પૂરેપૂરો ન્યાય આપશેજ."

——:o:——

# × × આર્યો અને હિંદુઓને વિનંતિ. × ×

ઓ આર્ય સમાજ ! તારા સાર્વભૌમ શાંતિકર વૈદિકધર્મપ્રણેતા મહર્ષિ દયાનંદરુપી ધ્રુવ તારાની ચારે બાજુએ ફરનાર સપ્તર્ષિ મંડળનો આજે અસ્ત થયો છે એની તને ખબર છે ? એક પછી એક ગુરુદત્ત, લેખરામ, આત્માનંદ, નિત્યાનંદ, દર્શનાનંદ, વિશ્વેશ્વરાનંદ અને છેલ્લે સ્વામી શ્રદ્ધાનંદ તારી વચ્ચેથી ચાલ્યા ગયા છે છતાં હજી તારી આંખો ખુલતી નથી ? સ્વામી શ્રદ્ધાનંદજીના બલિદાન પછી પણ કેટલાયે ખૂનો અને ખૂની હુમલાઓ થયા છે તે તરફ તો જરા ધ્યાન આપ. હાય ! હિણાયલી હિંદુ જાતિ ! તારી દશા જોઇને હૃદય ભેદાઈ જાય છે.

**ગઝલ.**

" અય ! હિંદુ જાતિ તેરા બસ હય નિશાન બાકી,
લેકિન નહીં હૈ તુજમેં કુછ ભી તો જાન બાકી.
સબ ગોશત પોશત તેરા, અફસોસ સડ ચુકા હૈ,
બસ રહ ગઈ હૈ તુજમેં, કુછ ઉસ્ત ખ્વાન બાકી.
ઇસાઈ લે રહે હૈં, મુરદા સમજકે તુજકો;
લે લેંગે ઇસસે જ્યાદે અહલે કુરાન બાકી.

*  *  *

જારી રહા યદિ કર્મ યહ યૂંહી હમારે નાશકા,
તો અસ્ત સમજો સૂર્ય, ભારત ભાગ્ય કે આકાશકા.
જો કુછ રહી થોડીસી જાન, વહભી ન રહને પાયગી,
યહ સ્વર્ણ ભારતભૂમિ બસ, મરઘટ મહી બન જાયગી."

પણ હવે તો સંન્યાસીનું ખૂન તારા હિંદુ હ  ચૈતન્ય પ્રકટાવશેને ?

" ઉઠેંગી અબ ઉત્તાલ તરંગ,
પ્રબલતર ઝંઝાકો લે સંગ.

આર્યજાતિકી જડકો અપને ઉષ્ણ રકતસે સીંચ,
અસુર વૃંદ પર ગિરે વજ્ર બન શ્રદ્ધાનંદ દધીચ.
કટ ગઇ ઉસકી આજ પતંગ–ઉઠેંગી.
ધીર, વીર, દૃઢવ્રતી આર્ય તુમ, ઋષિયોંકી સંતાન;
હોકર કહીં વિચલ મત જાના, હોનેસે બલિદાન.
ચઢા દો કાટ કાટકર અંગ- ઉઠેંગી.
પ્રાણદાન કર પૂર્ણ કરેંગે, હમ યહ યજ્ઞ મહાન;
હો પ્રસન્ન તબહી રણચંડી દેવેંગી વરદાન.
વિશ્વ સબ રહ જાવેગા દંગ.
ઉઠેંગી અબ ઉત્તાલ તરંગ,
પ્રબલતર ઝંઝાકો લે સંગ. ''

છેવટે વેદના શબ્દોમાં ઈશ્વરને પ્રાર્થના કરીશું કે:—

**मन्यु रसि मन्यु मयि धेहि**
**सहोऽसिसहो मयि धेहि ।**

હે પ્રભુ, તમે ક્રોધ સ્વરૂપ છો, માટે સમાજમાં થતા અન્યાયોને દૂર કરવા માટે ક્રોધ ઉત્પન્ન કરો.

તમો સહન સ્વરૂપ છો, માટે દુ:ખોને સહન કરવાની શકિત આપો.

**॥ शमित्योऽम् ॥**

શ્રી

# અનાવિલ પોકાર માસિક

અનાવિલ જ્ઞાતિમાં દરેક ઘેર વંચાવું જોઈએ માટે ગ્રાહક ન હો તો આજેજ ગ્રાહક તરીકે નામ લખી મોકલી આપો.

પ્રકાશક

ગોવિંદજી ડી. નાયક.

માલેક :-શ્રી અનાવિલ બંધુ પ્રેસ,

બરાનપુરી ભાગળ-સુરત.

# વીર વાક્યો.

૧ "શારીરિક બલ મનુષ્યમેં અત્યાચાર કરનેકે લિયે નહીં અત્યાચારોંકા મુકાબલા કરનેકે લિયે હોના ચાહિએ."

૨ "અન્યાય કરના યદ્યપિ પાપ હૈ કિન્તુ અન્યાયકા સહન ઉસસે ભી બઢકર મહત્તમ પાપ હૈ."

૩ "જો વીર હોતે હૈં વે અપની જાતિપર જુલ્મ કભી કરતે; સિંહ વીરતમ પશુ હૈ."

૪ "જો મનુષ્ય મનુષ્ય હોકર મનુષ્યોંપર અત્યાચાર કરતે હૈ વીર નહીં મગર કાયર હોતે હૈ."

૫ "સચ્ચા ધાર્મિક પુરુષ વહ હૈ જો જનનીકી દાસતારૂપી શૃં છિન્નભિન્ન કરનેમેં પૂરી કોશિશ કરતા હુઆ અંતિમ શ્વાસ છોડતા હ."

૬ "માતૃસભ્યતા, માતૃભાષા, ઔર માતૃભૂમિ. યે તીન દેવીઓંકો અપને હૃદય સિંહાસનપર બિઠા દો. પુત્ર, સ્ત્રી, વિત્ત ઔર યશ યે ચાર એષણાઓંકો છોડકર યે તીન દેવીઓંકો અપને પ્રાણરૂપ માનો."

૭ "જિનકી મૃત્યુ જિતનીહી અધિક શોચનીય હો, ઉસી પ્રમાણમેં ઉનકે ચરિત્ર ઔર પ્રણકી મહત્તા પ્રકટ હોતી હૈ."

૮ "જો પુરુષ અપના સર્વસ્વ અર્પણ કરકે કલ્યાણવ્રતકો ગ્રહણ કરતા હૈં, ઉન્હીકે લલાટમેં અપમાન ઔર આકસ્મિક મૃત્યુ વિજયકા ટીકા લગા દેતી હૈ."

૯ "મહાપુરુષ આતે હૈં પ્રાણકો મૃત્યુકે ઉપર વિજયી કરનેકે લિયે સત્યકો જીવનકી સામગ્રી બનાનેકે લિયે."

૧૦ "જબર્દસ્તી મૈત્રી સમ્બન્ધ સ્થાપન કરના દુર્બલતા ઔર અપમાનકા સૂચક હૈ"

૧૧ "દુર્બલહી બલવાનકો પ્રલુબ્ધ કરકે પાપકે માર્ગપર ખીંચ લાતા હૈં."

૧૨ "આકાશકી વાયુમેં હલકાપન આતેહી આંધી સ્વયંહી ઉત્પન્ન હો જાતી હૈ. ઇસી તરહ દુર્બલતાકો આશ્રય દેનેપર અત્યાચાર સ્વયંહી આતા હૈ."